# लोकमान्य

## बाळ गंगाधर तिलकनु चरित्र



किंमत १-



# લોકમાન્ય

## બાળ ગંગાધર તિલકનું ચરિત્ર.

---

પ્રસ્તાવના લેખક

રા. રા. ચંદ્રશંકર નર્મદાશંકર પંડ્યા.
બી. એ. એલ એલ. બી.

લેખક

કૃષ્ણપ્રસાદ મણીશંકર શાસ્ત્રી.

---

૧૯૧૮

કિંમત રૂ. ૧-૪-૦

પ્રકાશક

**કૃષ્ણપ્રસાદ મણીશંકર શાસ્ત્રી.**

૪૪૯, સદાશિવપેંઠ, પુના સીટી.

મુદ્રક

**શંકર નરહર જોશી,** ચિત્રશાળા પ્રેસ,

૮૧૮ સદાશિવપેંઠ, પુના સીટી.

હિન્દ દેવીના જયજયકાર!




जननी जन्मभूमिश्च स्वर्गादपि गरीयसी

# અર્પણ-પત્રિકા.



## વંદે માતરમ્

—પ્રિય માતૃ-ભૂમિ

હિન્દ દેવીના

પુનીત ચરણે !

—પ્રકાશક.

# જયજયકાર!!

લોકમાન્ય બાળ ગંગાધર તિલકનો જયજયકાર હો! જે બાલે પોતાના જન્મથી પરમ પૂજ્ય પાર્વતી માતાની કૂખ ધન્ય કરી, જે સુપુત્રે પુણ્યશ્લોક ગંગાધર પિતાનું તિલકકુલ પાવન કર્યું, જે શિષ્યોત્તમે પોતાના સચ્છીલથી કેરોપંત છત્રે જેવા પ્રેમાળ સદ્‌ગુરુની પ્રીતિ સંપાદન કરી, જે તેજસ્વી વિદ્યાર્થીએ વિદ્યા દેવીની આરાધના કરતાંજ ભવિષ્યનો આયુષ્યક્રમ આંકી પોતાનું ધ્યેય નિશ્ચિત કર્યું, જે પુરુષોત્તમે ગૃહસ્થાશ્રમની શરૂઆત કરતાં સાધ્વી સત્યભામાનું પાણિગ્રહણ કરી, રાષ્ટ્ર પુરુષનો સંસાર કેવો હોવો જોઇએ એનું પ્રત્યક્ષ ઉદાહરણ રાષ્ટ્ર સામે મૂક્યું, જે બ્રાહ્મણવરે પોતાનાં ખરી ઉમેદનાં અગીઆર વર્ષ અધ્યાપનમાં ગાળ્યાં, જે કુલગુરુએ અધ્યાપન કરનારા ગુરૂના અંગે નિષ્કલંક સ્વાર્થત્યાગની જ્યોત કેવી પ્રકટવી જોઇએ, એ પોતાના રાજીનામાથી સ્વાર્થત્યાગપૂર્વક સિદ્ધ કર્યું, જે જનતાના આધારે વિષ્ણુશાસ્ત્રી ચિપળુનકર પાસેથી જનતાપૂજાનો પાઠ લીધો, જે દેશભક્તે કેસરી–મરાઠા વર્તમાનપત્રો હાથમાં લઇ અને સિંહગર્જના કરી, જનતાને દેશહિતના સુપંથે ચઢાવી, જે સત્યાગ્રહી વીરે ૧૦૧ દિવસનો ડુંગરીનો તુરંગવાસ સ્વીકારી સનદશીર લઢાઇનો પ્રારંભ કર્યો, જે રાષ્ટ્રભક્તે કેવળ સમાજભક્તિ કિંવા કેવળ ધર્મભક્તિ કરતાં, નિર્લેપ રાષ્ટ્રભક્તિજ શ્રેષ્ઠતમ છે આવું દિશાભૂલ થએલા લોકોને જણાવ્યું, જે મીમાંસકે રાષ્ટ્રધર્મની ખરી મીમાંસા કરી, આગરકર જેવા આગ્રહી સામાજિક સુધારક પાસે પ્રાંજલપણાંના ઉદ્ગાર કઢાવ્યા, જે ધૈર્યનિધિએ ગ્લોબ–પત્રકારને નમાવી ન્યા૦ મૂર્તિ રાનડેના મોઢેથી શાબાસી મેળવી, જે રાષ્ટ્રીયે અવિરતપણે રાષ્ટ્રીય સભાની સેવા કરી પોતાના

રાષ્ટ્રીયતાનો પાયો મજબુત કર્યો, જે જહાલે રાષ્ટ્રીય સભાને બની શકતી બાથમાં લઇ તેને ભળતી બાજુ ઝુકવા દીધી નહિ, જે દૃઢવ્રતાએ ૧૮૯૭ ના કેસમાં માફી માગી પોતાનું વીર્યતેજ મલિન થવા દીધું નહિ, જે સિંહભક્તે બંગાળાની સ્વદેશી ચળવળને 'પોતાની' કહી 'સર્વ હિંદી એક છીએ' આવું દુનિયાને દેખાડી આપ્યું, જે નયવંતે પોતાના વચનના પાવિત્ર્યરક્ષણ માટે ૧૪ વર્ષ રક્તનું પાણી કરી તાઇ–મહારાજના કેસમાં છેવટે વિજય મેળવ્યો, જે નરવીરે સુરતમાં ન્યાયની હઠ પકડી મવાળપણને કંપાવ્યું, જે લોકસેવકે ભોળા લોકોને મદ્યપાનના વ્યસનથી મુક્ત કરવા માટે, બાંધવોનાં અન્ન વાળવાની અવધિ કરી પોતાનો બંધુપ્રેમ વ્યક્ત કર્યો, જે લોકસંગ્રહી કર્મયોગીએ શ્રીગણેશોત્વને રાષ્ટ્રીય સ્વરૂપ આપી ધૈર્ય અને રાષ્ટ્ર–ભક્તિની સાંકળ જોડી આપી, જે અસ્સલ મરાઠાએ શ્રીશિવરાજ્યાભિષેકોત્સવ શરૂ કરી શિવશાહીનું પુણ્ય સ્મરણ કાયમ રાખ્યું, જે જનસંખ્યાએ 'જાતિભેદ રાષ્ટ્રહિતની આડે આવી શકતો નથી.' આવું સ્વોદાહરણથી જગજાહેર કર્યું, જે તપોનિષ્ઠે માંડલેનો કારાગૃહવાસ સહન કરી દુઃખભૂમિનું તપોવન બનાવ્યું, જે હિંદ બાંધવે 'સલાહ' કરી દેશમાં ઐક્યભાવ ઉત્પન્ન કર્યો, જેણે રાષ્ટ્રધ્યેયપ્રાપ્તિ માટે સ્વરાજ્યસંઘની પ્રતિષ્ઠાપના કરી, જે કર્મયોગી, જે જ્ઞાનવંત, જે નીતિવંત, જે લોકમાન્ય, જે આચાર્ય, જે પુણ્યપુરુષ, જે રાષ્ટ્રાધાર, જે સાધુવર્ય મહાત્મા, તે મહાત્મા તિલકેશ્વરનો સદા સર્વકાળ જયજયકાર હો!!



# શ્રી તિલક-વાર્તા !

૧

લો૰ બાળ ગંગાધર તિલકના પિતાનું નામ ગંગાધર શાસ્ત્રી અને માતુઃશ્રીનું નામ પાર્વતીબાઇ છે. આ ગંગાગર-પાર્વતીના પેટે દેવોના અર્થાત્ સત્પક્ષના કૈવારી બાળરૂપી રકંદે ૧૮૫૭ની ધામધુમની શરૂઆત થવાના સુમારે અર્થાત્ આષાઢ વદિ ૬ શકે ૧૭૭૮; ૨૩ જુલાઇ સને ૧૮૫૬ ને રોજ જન્મ લીધો. ધન્ય તે પાર્વતીની કુંખને, કે જેમાંથી આવું મૌક્તિક ઉત્પન્ન થયું !

૨

માતુઃશ્રી પાર્વતીબાઇ શુદ્ધ અને બાળબોધ આચાર વિચારનાં, ધર્મનિષ્ઠ અને દેવભોળાં હતાં. વ્રત, ઉપવાસ, પૂજા વગેરે સર્વ તે યથાસ્થિત કરતાં. તેમણે પાડોસણના કહેવાપરથી સૂર્યનારાયણનું પ્રખર વ્રત લઇ, તે પુત્રપ્રાપ્તિની આશાથી ચલાવ્યું; અને તેમની મનોકામના પૂર્ણ થઇ તેમને પેટે બળવંતરાવ જેવા અપર ભાસ્કરનો જન્મ થયો.

૩

પિતા ગંગાધર શાસ્ત્રી પ્રથમ ૧૦ રૂપીયાના પગારપર માલવણમાં શાળામાસ્તર હતા. ત્યાંથી તેઓ વધતાં વધતાં ૧૮૬૬ની સાલમાં પુનામાં આસિસ્ટંટ ડેપ્યુટીના હોદ્દાપર ચઢયા. રત્નાગિરીથી તેમની જ્યારે બદલી થઇ તે વખતે પાનસોપારીના પ્રસંગે ભાષણ કરતાં તે વખતના હેડમાસ્તર ડૉ૰ ભાંડારકરે કહ્યું:—" ગંગાધરપંતની વિદ્વત્તા, સદ્વ્રતા, કલ્પકતા, નિસ્પૃહતા, અને નિરલસ વર્તન; એ ગુણ અર્વાચીનોએ કિત્તો લેવા જેવા છે. આજ આપણા હાથમાંની ગણિતની ચાપણ, વ્યાકરણને સંગ્રહ, મરાઠી ભાષાનો સમુચ્ચય, ગુરૂ-શિષ્ય

ભક્તિનો [નિર્મ]ળ થતો ચાલેલો ભાંડાર આપણે છોડીએ છીએ એમ મને લાગે છે." હીરો હીરાની ખાણમાંજ મળી આવે!

૪

ગંગાધરપંત ચોકસ, ટાપટીપીયા અને માની હતા. તેઓ કોઇને પોતાનો ઉપસર્ગ લાગવા દેતા નહોતા, તેમ કોઇનું વચન સાંખી રહેતા નહોતા!—આપસે બેટા સવાઇ!!

૫

બળવંતરાવ ૧૮૬૧ ની દશરાથી નિશાળમાં જવા લાગ્યા. ૧૮૬૪ માં તેમને ઉપનયન થયું. તેમને નાનપણમાંજ શબ્દ–રૂપાવલિ, સમાસ-ચક્ર, અમરકોશ અને નિત્યકર્મ શિખવવામાં આવ્યાં હતાં.

૬

'બાળ'ની તીક્ષ્ણ શોધક બુદ્ધિ અને પાઠાંતર જોઇ એક વખતે ગંગાધરપંતે આંખમાં પ્રેમાશ્રુ આણી કહ્યું:—"પરમેશ્વરે ઉત્કૃષ્ટ વનસ્પતિ આપી છે, એને ખલમાં ઘાલી જેટલી ઘુંટીશું તેટલી સુંદર માત્રા તૈયાર થશે." ભરતખંડમાંના નાનાવિધ રોગોપર રામબાણ ઉપાય તરીકે મહત્પ્રયાસે ગંગાધર શાસ્ત્રીએ તૈયાર કરેલી આ બાલ–માત્રા છે હાંકે!

૭

પુના નગરીમાં ૧૦ વર્ષની ઉંમરે બળવંતરાવનું આગમન થયું. જે દિવસે બળવંતરાવના પગ પુણ્ય નગરીને અડક્યા, તે દિવસે ખાસ અમૃતસિદ્ધિયોગ હોવો જોઇએ. બળવંતરાવની સર્વ વિદ્યા પુનામાં થઇ; એમનો સંસાર પુનામાં થયો, તેમણે પુનામાં રહી બધાં પરાક્રમ કર્યાં, પુનામાં રહી આખું હિંદુસ્થાન હચમચાવી મૂક્યું, અને કરોડો લોકોની ચિત્તવૃત્તિપર પોતાની છાપ પાડી 'આ પુનાના બ્રાહ્મણે,' પોતાના બુદ્ધિ વૈભવથી અને કર્તવ્યપરાયણતાથી પોતાને 'મહારાષ્ટ્રનો અનભિષિક્ત રાજા' અને 'પુનાનો બાદશાહ' કહેવરાવી લીધો. આ 'બાળ'ને પુણ્ય-નગરી પળવાર પણ વિસરવી શક્ય નથી. પુણ્યનગરી અને બળવંત-

શિવ તિલકનું આ આલિંગન હવે લેશમાત્ર પણ કોઈનું ઢીલું થઈ શકે તેમ નથી !

૮

બળવંતરાવનાં માતુઃશ્રી ૧૮૬૬ ની સાલમાં અને પિતા ૧૮૭૨ ની સાલમાં મરણ પામ્યા અને બળવંતરાવ નમા–બાપ થયા !

૯

૧૦ મા વર્ષે બળવંતરાવ મરાઠી શાળામાં હતા, તે વખતે એક દિવસે; છોકરાઓએ શીંગો ખાવા આણી હતી. શીંગો ખાઇ ફોતરાં વર્ગમાંજ પડ્યાં હતાં. શિક્ષક આવ્યા પછી તેમણે સર્વ છોકરાને ફોતરાં કાઢી નાંખવાનું કહ્યું. બળવંતરાવ ટટારજ ઉભા રહ્યા. તેમને પૂછતાં તેમણે જવાબ આપ્યો કે 'મ્હેં શીંગો ખાધીજ નથી, માટે ફોતરાં હું નહિ કાઢી નાંખું.' 'એણે શીંગો ખાધી છે' આમ જ્યારે બધા છોકરાઓએ જૂઠું કહ્યું, ત્યારે શિક્ષકે તેમને ફોતરાં કાઢી નાંખવાનું જબરાઇથી કહ્યું. છતાં બળવંતરાવ ટટારના ટટાર ઉભા ! આજ્ઞાભંગ સહન ન થઇ, શિક્ષકે સોટી હાથમાં લીધી એ જોઇ બળવંતરાવે દફતર બગલમાં મારી ઘરનો રસ્તો પકડયો. શિક્ષકે ગંગાધર શાસ્ત્રી પાસે તકરાર કરી ત્યારે તેમણે ઉત્તર મોકલ્યો કે "અમારા છોકરાને બજારમાંથી ચીજ વેચાતી લઇ ખાવાની, કે ઘરની ચીજ બહાર લઇ જઇ ખાવાની ટેવજ નથી. તે કહે છે તે ખરૂ છે."

૧૦

બળવંતરાવની ઉંમરના ૧૨ મા વર્ષમાં પુનાની સીટી સ્કુલમાં મરાઠીના કલાકના માસ્તર મરાઠી શુદ્ધ લેખન લખાવતા હતા. તે વખતે પાંચ ઓળમાં 'સંત' શબ્દ ત્રણ વખત આવ્યો. આ બુદ્ધિમાન્ નિશાળીઆએ એક વખત 'સંત,' બીજી વખત 'સન્ત,' અને ત્રીજી વખત 'સન્ત' આમ ત્રણ પ્રકારે તે શબ્દ લખ્યો. શિક્ષકે પહેલો શબ્દ ખરો માન્યો, અને આગળની બે ભૂલો માની. બળવંતરાવે તકરાર કરી, અને હેડમાસ્તર સુધી તે તકાર ગઇ. પણ હેડમાસ્તરે નિકાલ

બળવંતરાવ-નર્દે આપ્યો. " आफलोदयकर्मणाम् " આવી કોટિમાંના નિશાળીઓ ! !

૧૧

એક વખત રા. લક્ષ્મણરાવ પાંગારકારે પોતાના વ્યાખ્યાનમાં કહ્યું:—" ગણિત વિષય રૂક્ષ છે. તેમાં કાવ્યરસની મીઠાશ ક્યાંથી આવે ? " બીજે દિવસે લોકમાન્યે તેમને કહ્યું:—" પાંગારકર ! તમને કોણે કહ્યું કે, ગણિત વિષયમાં કાવ્ય નથી ? અરે ખરા અને ઉપરના ગણિતમાં કાવ્ય છેજ. તમે જેમ કવિતામાં તલ્લીન થઇ જાઓ છો, તેમ અમે ગણિતમાં તલ્લીન થઇએ છીએ. માણસોએ પોતપોતાની સવડ માટે, જો કે શાસ્ત્રો જૂદાં જૂદાં કર્યાં હોય, તો પણ તેના મૂળમાં તત્ત્વ એકજ છે. આનંદ એકજ છે." આનું નામ તે " कवीनां कविः ! "

૧૨

પણ બળવંતરાવ ઉત્તમ કવિ પણ છે. પ્રો. જિન્નસીવાળાએ 'કવિતા ઘણીજ સારી થયેલી છે.........' આવું સર્ટિફીકેટ આપેલું છે. તેમણે કાલીદાસની ધાટીપર અશોકની કવિતા લખેલી છે, પણ તે પતિવિયોગની નથી, પરંતુ પુત્રવિયોગની છે !

૧૩

એમ કહે છે કે, લોકમાન્ય તિલકને ૧૯૦૮ સાલની ભયંકર શિક્ષાની સુનવણી થયા પછી તાબડતોબ સ્પેશ્યલ ગાડી મારફ્તે તેમને અમદાવાદ લઇ જવામાં આવ્યા. રસ્તામાં એક સ્ટેશનપર એક યૂરોપિયન પોલિસ સાહેબે તેમને ખાવા માટે રોટલાનો ટુકડો અને પીવાને પ્યાલો પાણી આપ્યું. કાંઇ પણ ખેંચતાણ ન કરતાં તે રોટલાનો ટુકડો લઇ લોકમાન્ય ખાવા લાગ્યા. તે જોઇ સાહેબે કહ્યું, ' મિસ્ટર તિલક, તમારા જેવા બુદ્ધિમાન્ માણસે આવી સ્થિતિમાં પડી આવા રોટલાપર નિર્વાહ કરવો પડ્યો ખરો ને ?' સાહેબના આ શબ્દ સાંભળી લોકમાન્યે તત્કાળ કહ્યું, ' અરે, ફક્ત રોટલો પણ જેમને તે વખત પેટભરી

ખાવા મળતો નથી, એવા મારો કરોડો બાંધવો આજ આ દેશમાં ભૂખ્યા મરે છે. તો પછી મને આ રોટલાનો ટુકડો પણ મળે છે એ વધારે નથી શું?' સાહેબ ઓશીયાળો થઇ ગયો અને નીચું જોઇ બુટની એડીથી જમિન ખોતરવા લાગ્યો!

૧૪

૧૯૦૭ ની સાલમાં પુનામાં એક સ્વયંસેવકનું પથક નિર્માણ કરવાનો વિચાર ચાલ્યો હતો. તે વખતે તેના નિયમ કરતાં એવો પ્રશ્ન નિકળ્યો કે, 'એવો કોઇપણ નિયમ કરવો જોઇએ, કે જેથી સી. આઇ. ડીના લોક પથકમાં આવી શકે નહિ.' આ ચર્ચા ચાલેલી જોઇ લોકમાન્યે કહ્યું, 'સી. આઇ. ડી. ના લોક આવ્યા તો તેમાં બગડ્યું શું? જો સી. આઇ. ડીથી હું આમ બીતો હોત, તો જીવ્યોજ નહોત!

૧૫

એક જોશી પાસે તેઓએ એક દિવસ કહ્યું:—'હું જો ફલજ્યોતિષપર વિશ્વાસ રાખી બેઠો હોત તો મારા હાથથી કાંઇજ થયું નહોત! ક્લેમંટ્સ સાહેબ પાસે અમારો કેસ ચાલતો હતો, ત્યારે એકંદર સ્વરૂપપરથી અમારી ખાત્રી થઇ હતી કે અમને શિક્ષા થશે! માટે નિકાલ સાંભળવા કોર્ટમાં જતી વખતેજ અમે મુદ્દા કાઢી અપીલ અર્જ તૈયાર કરી સાથે લઇ ગયા હતા. કોર્ટમાં જતી વખતે એક જોશીએ અમને કહ્યું હતું કે, 'તમે છુટશો.' પણ અમને તે ખરૂં લાગ્યું નહિ. કારણ કોર્ટનું વલણ જણાતુંજ હતું. પછી કોર્ટમાં ગયા પછી શિક્ષાનો નિકાલ કહેવામાં આવ્યો. પણ અમને શેનું ખોટું લાગે? અમે પહેલેથીજ અપીલ અર્જ લઇ ગયા હતા!" આનું નામ ધૈર્ય!

---

# આદિવચન



લોકમાન્ય બાલ ગંગાધર તિલકના જીવનચારત્રનું આદિવચન લખવાનું મ્હને આમંત્રણ કરવામાં આવે એને હું એક મ્હોટું માન સમજું છું એટલુંજ નહિ, પરન્તુ મ્હારૂં પરમ સદ્‌ભાગ્ય ગણું છું, અને લાંબા તથા અશક્તિકારક મંદવાડનો ભોગ બનેલો હોવા છતાં હું એ આમંત્રણનો સ્વીકાર કરૂં છું તે એ અર્વાચીન ભારતની વીર વ્યક્તિ પ્રતિ મ્હારૂં માન દર્શાવવાના પ્રાપ્ત પ્રસંગને સત્કારવાની ધર્મ-બુદ્ધિથી પ્રેરાઇનેજ. તથાપિ મ્હારે પ્રારમ્ભમાંજ સ્વીકારવું જોઇએ કે એ આમંત્રણનો અંગીકાર કરતાં મ્હને બે દૃષ્ટિથી સંકોચ થાય છે. સંકોચનું એક કારણ આ છે. લો૦ તિલકની વ્યક્તિ અને ત્હેમની કૃતિઓ માટે મ્હને અતિશય માનની બુદ્ધિ હોવા છતાં તે અમિશ્રિત કે અમર્યાદિત નથી. બેશક, ત્હેમની બુદ્ધિમત્તા, વિદ્વત્તા, લેખનશક્તિ, દેશભક્તિ આદિ માટે જેમ સર્વ કોઇને માન છે તેમ મ્હને પણ છે, પરંતુ મ્હારા મન ઉપર એવો સંસ્કાર પડેલો છે કે ધાર્મિક અને સામાજિક સુધારણાની દિશાઓમાં ત્હેમના વિચારો અને ત્હેમનું કાર્ય રાષ્ટ્રની ઉન્નતિને અર્થે જેટલે અંશે આવશ્યક છે તેટલે અંશે સમયોચિત અને પ્રાગતિક નથી. તેમજ રાજકીય દિશામાં તેઓશ્રીની કાર્યપદ્ધતિ નૈતિક તથા આધ્યાત્મિક દૃષ્ટિઓથીજ માત્ર નહિ, પરન્તુ વ્યાવહારિક દૃષ્ટિથી પણ જોઇએ તેટલી સરલ, સંબદ્ધ અને વિશ્વાસજનક નથી. કદાચિત્ મ્હારા મન ઉપર પડેલા આ સંસ્કાર અજ્ઞાનજનિત હશે—અને એમ હોય એવું હું ઇચ્છું છું, તથાપિ જ્યાં સુધી એ સંસ્કાર મ્હારા મન ઉપર પડેલા રહે ત્યાં સુધી હું લો. તિલકને અમર્યાદિત માન કરતાં વિશેષ ન આપી શકું અને હું ઉત્સાહી હોમ રૂલર હોવા છતાં ત્હેમને મ્હારા નાયક તરીકે સર્વાંશે ન સ્વીકારી શકું એ સ્પષ્ટ છે. આવી મનોદશામાં અમિશ્રિત અને અમર્યાદિત પૂજ્યબુદ્ધિ અને ભક્તિભાવથી લખાયેલા ગ્રંથનું આદિવચન લખતાં મ્હને સંકોચ થાય એ સ્વાભાવિક છે. સંકોચનું બીજું કારણ એ છે કે લો. તિલકના લેખો, ત્હેમનાં ભાષણો આદિ જે સાહિત્ય પ્રકટ થયું છે તે તેમજ ત્હેમના વિષે લખાયેલું જે જે મુદ્રિત થયું છે. તે સર્વનું ઉપર ઉપરનું અવલોકન કરી જવા જેટલી શક્તિ પણ અત્યારે મ્હારામાં નથી તેવી સ્થિતિમાં ત્હેમના જે લેખો મ્હેં છૂટક છૂટક વાંચેલા અને ત્હેમનાં જે ભાષણો મ્હેં પૃથક્

પૃથક્ સાંભળેલાં અને વાંચેલાં તેમજ ત્હેમના સંબંધમાં જે જે જુદાં જુદાં સ્થાનોએથી વાંચેલું તથા સાંભળેલું–અને તે સર્વે ઉપરાંત કેટલીક પ્રસંગે ત્હેમને વર્તતાં પ્રત્યક્ષ જોયેલા. તે સર્વ ઉપરજ માત્ર આધાર રાખીને આદિવચન લખતાં મ્હારી જવાબદારીની લાગણીને સંતોષવી મુશ્કેલ છે.—છતાં પ્રાપ્ત ધર્મને પ્હોંચી વળવા પ્રતિકૂલ પરિસ્થિતિમાં બની શકે તેટલો પ્રયાસ કરીશ.

લો. તિલકના જીવનનું કયું સ્વરૂપ વિશેષમાં વિશેષ અગત્યનું છે અને વિશેષમાં વિશેષ ધ્યાન ખેંચે એવું છે એ પ્રશ્નના ઉત્તરોમાં એકતાની આશા રાખવી એ મતભેદોથી ભરેલા આ જગત્માં વધારે પડતી જ ગણાય, અને છતાં મ્હને કોઇ એ પ્રશ્ન પૂછે તો હું તો તરત કહું કે "**ત્હેમની લોકમાન્યતા.**" હિન્દના લોકસમુદાય—masses ઉપર સામાન્યતઃ અને મહારાષ્ટ્રના લોકસમુદાય ઉપર વિશેષતઃ જે સત્તા તેઓ ભોગવે છે તે "લોકમાન્ય" વિશેષણના ત્હેમની બાબતમાં કરવામાં આવેલા પ્રયોગને સાર્થક બનાવે છે. ત્હેમના લાભમાં કે ત્હેમની વિરૂદ્ધ બીજું ગમે તે કહેવામાં આવે, પરંતુ એ તો નિર્વિવાદ છે કે લોકો ઉપર તેઓ અજબ સત્તા ભોગવે છે. લોકોના સ્વયંભૂ ફુંફાળા ઉમળકાઓની નિરન્તર પરમ્પરા ભોગવનાર ધન્ય જીવનમાંથી ઉક્ત કથનને સમર્થન કરનાર અનેક પ્રસંગો પ્રતિ ધ્યાન ખેંચી શકાય, પરન્તુ હોમ રૂલ લીગના પ્રતિનિધિ તરીકે ઇંગ્લંડ જતા પૂર્વે તેઓએ કરેલા પ્રવાસમાં લોકોએ માત્ર શાબ્દિક સત્કારજ નહિ, પરંતુ જે સંગીન દ્રવ્યાશ્રય આપ્યો હતો તે લોકોનાં હૃદયો ઉપરના ત્હેમના સામ્રાજ્યને સિદ્ધ કરવાને બસ છે. સંક્ષેપમાં, તિલક મહારાજની લોકમાન્યતા એટલી તો સ્વતઃસિદ્ધ છે કે તે વિષે શંકા કરવી એ કાં તો અક્ષંતવ્ય અજ્ઞાનનું કે ઉદરંભર પ્રાગલ્ભ્યનુંજ ફલ, હોઇ શકે. લો૦ તિલકના વિરોધીઓ તેમજ સરકાર પોતે એ વાત તો સારી રીતે સમજે છે, માત્ર તે લોકમાન્યતા ન્યૂન કરવા જતાં પ્રત્યેક પ્રસંગે તેઓ ત્હેને અનેકગુણિત અંશે વૃદ્ધિંગત કરે છે. ઇ. સ. ૧૯૦૮ માં લો૦ તિલકને સરકારે કારાગૃહમાં મોકલ્યા તે પ્રસંગને ઉદ્દેશીને "ન્યૂ એજ" માં સર હેન્રી કૉટને જે લખ્યું હતું તે ઉક્ત કથનને પુષ્ટિ આપે છે. તેઓએ લખ્યું હતું કેઃ—"Prior to his arrest, Mr. Tilak was but the leader of a party. He is now a national martyr and a popular hero." પોતાની લોકમા-

ન્યતાને દિન પ્રતિદિન પોષવાની નિરંતર કાળજી રાખવા માટે તિલક મહારાજે જો કોઇનો ખાસ આભાર માનવા જેવો હોય તો તે કેટલાંક અધિકારીઓની અન્ધતાનો અને આપમતિલી આપખુદીનો છે. તે વિના તિલક મહારાજને રાષ્ટ્રવીર અને લોકમાન્ય થતાં જરા વધારે શ્રમ પડત. તિલક મહારાજની લોકમાન્યતા અને લોકોના ઉપરની ત્હેમની જાદુ-ભરી સત્તા સ્વતઃસિદ્ધ તરીકે સ્વીકારી, આપણે બીજો પ્રશ્ન એ પૂછીએ કે "એ લોકમાન્યતા કેવા પ્રકારની છે?" સૂક્ષ્મ પૃથક્કરણ કરી ભારતીય લોકસમુદાય ઉપર તિલક મહારાજની અસરના અંશનો નિર્ણય કરવાનું આ સ્થાન નથી, પરંતુ એ પ્રશ્ન અત્ર સ્થાને છે કે લોકોને દોરે એ પ્રકારની ત્હેમની અગ્રેસરતા છે કે લોકોથી દોરાય તેવી? લો૦ તિલકના ઉપર જો કોઇ આક્ષેપ ગંભીરમાં ગંભીર રૂપમાં કરવામાં આવતો હોય તો તે એ છે કે વસ્તુતઃ તેઓ લોકનેતા નથી પરંતુ લોકનેય છે—લોકનું મગજ નથી, પરંતુ મુખ છે. લોકમતના ઉત્પાદક નથી, પરંતુ પ્રતિબિમ્બક છે. આ આક્ષેપમાં કેટલું સત્ય છે ત્હેનો આધારભૂત નિર્ણય કરવા જેટલો મ્હારો અધિકાર નથી જો કે મ્હારા મન ઉપર કાંઇ એવો સંસ્કાર પડયો છે કે મહાત્મા ગાંધી કે શ્રીમતી બેસન્ટ કે સર ફીરોજશાહ મહેતા જેટલે અંશે સ્વયંવિચાર કરી લોકોને પોતાના મતના કરનાર લોકનાયકો ગણી શકાય તેટલે અંશે તિલકમહારાજ ભાગ્યે ગણી શકાય. લોકમાન્ય કે લોકપૂજ્ય થવું એ એક વસ્તુ છે, અને ઉંચા પ્રકારના સત્યનિષ્ઠ લોકનાયક થવું એ બીજી વસ્તુ છે. તિલકમહારાજ પોતે સ્વતંત્ર વિચાર કરતા નથી અથવા તો પોતાનો વિચાર બીજાઓને ગળે ઉતારવાની ત્હેમનામાં શક્તિ નથી એવું કહેવાનું તાત્પર્ય નથી, પરંતુ પોતાને સ્વતંત્ર વિચારથી અમુક વિષયમાં સત્ય અને હિત શું લાગે છે તે કરતાં તે વિષયમાં પોતાના અનુયાયીઓ શું ધારશે અને લોકોને કેવું લાગશે તે ઉપર વધારે વજન આપી વર્તવાની દિશા પ્રતિ તેઓશ્રીનું વલણ વિશેષ હોય એવું લાગી જાય છે. ખરૂં છે કે ત્હેમનો સ્વતંત્ર મત, ત્હેમના અનુયાયીઓનો મત અને લોકોનો મત કાંઇ હમેશાં પરસ્પર વિરૂદ્ધ હોતા નથી, ઉલટા તે તો મ્હોટે ભાગે એકજ હોવાનો સંભવ છે. પરંતુ એવા યે પ્રસંગો આવ્યા હશે કે જ્યારે લોકમતથી કે ત્હેમના અનુયાયીઓના મતથી તેઓનો સ્વતંત્ર અભિપ્રાય ભિન્ન થાવે, અને તેવા પ્રસંગોએ તેઓ કેવી રીતે વર્ત્યાં છે તે તપાસવાની જરૂર છે. દરમ્યાન, એ અભિપ્રાય મ્હેં અનેકને મ્હોંએથી સાંભળ્યો છે કે "તિલકનું કાંઇ નહિ; જ્યાં એમના અનુયાયીઓ ત્યાં એ!" જો આ સંસ્કાર સાધ

અને સત્ય હોય તો મ્હારા નમ્ર અભિપ્રાય પ્રમાણે તિલકમહારાજનો ઉચ્ચ પ્રકારના લોકનાયક થવાનો હક નિર્બલ બને છે.

તિલકમહારાજના જીવનની ન્હાનીમ્હોટી વિગતોમાં ઉતરવાનું આ સ્થાન નથી; માત્ર ત્હેમનાં લોકહિતકારક જીવનના એક પ્રધાન સ્વરૂપનો અત્ર સંક્ષેપમાં નિર્દેશ કર્યો છે. ત્હેમના જીવનના સંબંધમાં ત્રણ વધુ મુદ્દાઓનો સ્પર્શ કરી આ લઘુ લેખ હું સમાપ્ત કરીશ.

પ્રથમ મુદ્દો આ છે. સરકારી અધિકારીઓએ લો. તિલકને સતાવવામાં કાંઇ બાકી રાખ્યું નથી એ ત્હેમના ઉપર વારંવાર કરવામાં આવેલી ફરિયાદો ઉપરથી તેમજ ન્હાની મોટી બાબતોમાં પ્રસંગ આવ્યે ત્હેમને પજવવા માટે કરવામાં આવેલા પ્રયત્નો ઉપરથી જણાઇ આવે છે. પરન્તુ આ બધા ઉપરથી અધિકારીઓની તિરસ્કરણીય બાલિશતા જેટલી દેખાઇ આવે છે તે કરતાં યે વિશેષ તિલકમહારાજનું ચારિત્ર્ય હિન્દને ગૌરવ આપતું દીપી નીકળે છે. ખરેખર, સરકારી અધિકારીઓને હાથે સહન કરવામાં તિલકમહારાજે જે દૃઢતા, નિર્ભયતા, સહનશીલતા, અને ચારિત્ર્ય દર્શાવ્યાં છે તે માટે ત્હેમની જેટલી પ્રશંસા કરવામાં આવે તેટલી ઓછી છે. ત્હેમની લોકમાન્યતાનું એક મોટામાં મોટું કારણ ત્હેમણે ધૈર્યથી સહન કરેલી આપત્તિઓ છે. ત્હેમને હાઇકોર્ટે છેલ્લી વાર મુક્ત કર્યા તે પ્રસંગે હોમ રૂલ લીગની મુંબાઇની શાખાઓ તરફથી અભિનન્દન આપવા ભરાયલી સભામાં તિલકમહારાજની પોતાની હાજરીમાં મ્હેં જે જાહેર ઉદ્‌ગારો કાઢેલા ત્હેમની પુનરુક્તિ અસ્થાને નહિ ગણાય એવી આશા છે. તે ઉદ્ગારો નીચે મુજબ હતાઃ "If suffering for the freedom and the rights of one's motherland can give one a title to the affection and gratitude of one's countrymen, surely no one else can more legitimately claim them than Lokamanya Tilak." પરદેશી રાજ્યની પ્રાણશોષક પરાધીનતાએજ માત્ર નહિ, પરંતુ કેટલાક સંકુચિત દૃષ્ટિના અધિકારીઓના અન્યાય્ય ત્રાસે જે સત્ત્વને દાબી નાંખ્યું નથી એટલુંજ નહિં, પરંતુ ઉલટું વિશેષ ઉત્તેજિત અને ઉજ્જ્વલ કર્યું છે તે સત્ત્વના સ્વામી લોકમાન્ય તિલકને પ્રણામ કરી કયો દુર્ભાગી ભારતવાસી પોતાની જાતને પવિત્ર થયેલી નહિ માને? જે સત્ત્વ સ્હામે શહેનશાહીનાં પણ અભિમાન ઓગળી ગયાં છે તે સત્ત્વ

પાસે લૉર્ડ વિલિંગ્ડન જેવા પ્રાન્તિક મુખ્યાધિકારી તે કોણ માત્ર? મહાત્મા ગાંધી અને લોકમાન્ય તિલક અર્વાચીન ભારતના અખંડ બળ્યાં કરતા ઉજ્જ્વલ સત્ત્વપ્રદીપો છે—અમુકાંશે સર સુબ્રહ્મણ્ય આયર પણ.

બીજો મુદ્દો લગભગ પ્રથમ મુદ્દાની સમાન છે. જે સત્ત્વ મોટા મોટા અધિકારીઓની હાજરીમાં નથી દબાયું તે સત્ત્વ મોટી મોટી આપત્તિઓથી કે લાંબા કારાગૃહવાસથી પણ નથી દબાયું,—ઉલટું પરિપુષ્ટ અને સમર્થતર બન્યું છે. "કારાગૃહવાસ એ કલંક નથી—મોટામાં મોટું માન છે"—એ ચૈતન્ય આપનાર વીર દૃષ્ટાન્તની હીન હિન્દને જરૂર હતી અને છે. જ્યાં સુધી ગાંધી, તિલક, સર સુબ્રહ્મણ્ય જેવા સન્તાનરત્નો ભારતવર્ષ જગતને ચરણે અર્પે નહિ ત્યાં સુધી ભારતના સત્ત્વમય ચારિત્ર્યની વિજયપતાકા જગતમાં કેમ ફરકે? લો૦ તિલક કારાગૃહવાસની શિક્ષા સાંભળી કેવાં વીર વચનો બોલે છે અને કારાગૃહમાંથી કઇ સિદ્ધિસહિત બહાર આવે છે? છ છ વર્ષના કારાગૃહવાસ અને તે પણ વૃદ્ધાવસ્થામાં, અને છતાં એ પ્રતાપી, પરાક્રમી સત્ત્વ રહેજ ન્યૂન થયું નથી, લેશ અસ્ત પામ્યું નથી, કિંચિન્માત્ર હીન બન્યું નથી. ભગવદ્ગીતાનું ભારતવર્ષને—જગતને—ઉદ્બોધન આપતું તે બહાર નીકળે છે— तस्मादुध्यस्व भारत. જે સત્ત્વ સર્વાંશે જીવનશોષક પ્રતિકૂલતાઓથી પરિસ્થિત હોવા છતાં કર્મયોગનો ઘોષ કરતું બહાર નીકળે છે એ સત્ત્વને આપત્તિઓ અને કારાગૃહો શું કરશે?

પોતાની માતૃભૂમિને હીનતામાંથી અને પરાધીનતામાંથી મુક્ત કરી સ્વાતંત્ર્યના ખુલ્લા વાતાવરણનો અનુભવ કરાવવા આત્મભોગ આપનાર વીર યોદ્ધાઓમાં તિલકમહારાજ ઉચ્ચ સ્થાન ભોગવશે એટલુંજ નહિ, પરંતુ અર્વાચીન યુગની લોકશાસનની ઉદ્ઘોષણા કરનાર સ્વરાજ્યવાદીઓમાં પણ તેઓ અગ્રસ્થાને વિરાજશે. કૉંગ્રેસના મિતવાદી નેતાઓને દેશમાં રાજકીય વિચાર પ્રેરવાનું માન ઘટે છે—પરંતુ તે મોટેભાગે શિક્ષિત વર્ગોમાં. નગરે નગરે અને ગામે ગામે, મન્દિરે મન્દિરે અને મસ્જિદે મસ્જિદે સ્વાતંત્ર્યદેવી પધરાવવાનું માન ઘણેઅંશે લોકમાન્ય તિલકને ઘટે છે. "લોકશાસન અથવા સ્વરાજ્ય વસ્તુતઃ સંપાદન કરવું હોય તો લોકોને તૈયાર કરો—લોકોને તૈયાર કરો:" એ બોધ કરીને બેસી ન રહેતાં પ્રસંગ પરત્વે તે આચારમાં મૂર્તિમંત કરનાર લોકહિતૈષી હિન્દીઓમાંના લોકમાન્ય તિલક એક છે. તેમને લોકોમાં શ્રદ્ધા છે, લોકોને તેમનામાં શ્રદ્ધા છે. "લોકોને સમજાવો—

લોકોને સ્વરાજ્ય માટે તૈયાર કરો ".-એ ઉદ્ઘોષણા આખા ભારતવર્ષમાં ખૂણેખૂણામાં પ્રસાર કરવાની અત્યારે જેટલી જરૂર છે તેટલી બીજા કશાની નથી. એ લોકશાસનવાદ-સ્વરાજ્યવાદ-હોમરૂલવાદ-વગેરેના એક સમર્થ ઉદ્બોધક તથા પ્રચારક તરીકે તિલકમહારાજનું ભારતવર્ષ હમેશાં ઓશિંગણ રહેશે. જ્યારે અંગત રાગદ્વેષો શમ્યા હશે અને લોકશાસન સામાન્ય બની ગયું હશે ત્યારે ભારતનાં ઉપકારવશ સન્તાનો ગગનભેદી ઘોષ કરશેઃ "તિલક મહારાજકો જય."

"પરાધીનતાથી ચારિત્ર્યહીન બની ગયેલા હિન્દવાસીઓ તિલકમહારાજ જેવી સત્વસંપત્તિઓનાં ચરિત્રોથી જેટલા પરિચિત થાય તેટલા ત્હેમને કરવા જોઇએ. દુર્ભાગ્યે, ગુજરાતમાં આમ તો સ્વાતંત્ર્ય અને સત્વ ન્યૂન છેજ અને ત્હેમાં યે રાષ્ટ્રને ચરણે પોતાનાં જીવનો અર્પણ કરનાર દેશભક્તોનાં જીવનચરિત્રો ગુજરાતી ભાષામાં જેટલાં લખાવાં જોઇએ તેટલાં લખાયાં નથી. એવી સ્થિતિમાં સાધારણ રીતે લખાયલાં ચરિત્રો પણ સત્કારને પાત્ર ગણાવાં જોઇએ. દેશમાં રાજકીય આન્દોલનો વ્યાપી રહ્યાં છે તે પ્રસંગે તે આન્દોલનો પ્રેરનાર એક પ્રતાપી વ્યક્તિના ચરિત્રથી અજ્ઞાન રહેવાના અક્ષંતવ્ય અપરાધમાંથી મુક્ત થવાનો પ્રસંગ આપવા માટે ભાઇ કૃષ્ણપ્રસાદ શાસ્ત્રીને અભિનન્દન ઘટે છે. ભાઇ કૃષ્ણપ્રસાદ શાસ્ત્રી મૂળ અમદાવાદના રહીશ છે અને શાસ્ત્રી કુટુંબમાં જન્મેલા હોવાથી સંસ્કૃત ભાષાથી પરિચિત છે. તેઓ "ચિત્રશાળા પ્રેસ" ની ઓફિસમાં કામ કરતા હોવાથી તેમને પૂનામાં રહેવાનું થાય છે અને તેથી તેમને મરાઠી ભાષાનો પરિચય થયેલો છે. મરાઠી ભાષામાંથી તેમણે કેટલાંક પુસ્તકોના ગુજરાતી અનુવાદો કરેલા છે અને હજી તે કર્યે જાય છે. આ ગ્રંથ લખવામાં પણ તેમણે મરાઠી પુસ્તકનો આશ્રય લીધેલો છે. પૂનાના વાતાવરણમાં લોકમાન્ય તિલકના પ્રભાવથી પ્રેરાઇ તેમનું ચરિત્ર લખી ગુજરાતને તેથી પરિચિત કરવાનું તેમને મન થાય એ સ્વાભાવિકજ છે.. ગુજરાત તેમના આ પ્રયાસને સત્કારે એવી મારી શુભેચ્છા છે.

માલસર,
તા૦ ૬-૭-૧૯૧૮ } ચન્દ્રશંકર નર્મદાશંકર પંડ્યા.

# પ્રકાશકની પ્રાર્થના.

આપણા દેશમાં પાશ્ચાત્ય દેશની પેઠે મહાન્ પુરુષોનાં ચરિત્ર લખવાનો પ્રઘાત ઘણોજ થોડો છે; અને તે પણ ક્યાંક હમણાંજ શરૂ થયો છે. અત્યાર સુધીમાં દેશભક્ત પ. પૂ. દાદાભાઇ, ગોખલે, રાનડે, એનીબેસંટ વગેરેનાં ચરિત્રો કોઇક વિસ્તૃત સ્વરૂપમાં તો કોઇક સંક્ષિપ્ત સ્વરૂપમાં પ્રસિદ્ધિને પામ્યાં છે. આ દેશભક્તોની માલિકામાં લો. મા. બાળ ગંગાધર તિલક મેરૂ રૂપ છે એમ કહીએ તો તે અતિશયોક્તિ કહેવાય નહિ. આ મહાન્ વિદ્યાવ્યાસંગી અને રાજનીતિનિપુણ પુરુષનું ચરિત્ર અત્યાર સુધીમાં ચરિત્રરૂપે કોઇ પણ ભાષામાં પ્રસિદ્ધ થયું નથી. મરાઠી ભાષામાં ચરિત્ર રૂપે નહિ, પણ નિદર્શન રૂપે તેમના ચરિત્રમાંની કેટલીક મહત્ત્વની બાબતોના સંગ્રહરૂપ એક પુસ્તક પ્રસિદ્ધ થયું છે. તેમજ લો૦ મા. તિલકની એકસઠમી વર્ષગાંઠ નિમિત્તે પુનાના એક મંડળ તરફથી તેમના જીવનમાંની કેટલીક જાણવાજોગ બાબતોનો સંગ્રહ એક ખાસ અંકના સ્વરૂપમાં પ્રસિદ્ધ કરવામાં આવેલ છે. પરંતુ તેમના જીવનની શરૂઆતમાંથી તે અત્યાર સુધીની દરેક બાબતોનો ક્રમવાર ઉલ્લેખ કોઇ પણ ગ્રંથકારે કરેલ નથી. છતાં જેટલી મહત્ત્વની બાબતો પુસ્તકના આકારમાં અને લેખના આકારમાં પ્રસિદ્ધ થયેલી છે, તેનું ક્રમવાર અનુસંધાન કરીને મેં આ પુસ્તકમાં કેટલીક જુની અને જાણવાયોગ્ય બાબતોનો ઉલ્લેખ કરેલો છે. આ કાંઇ લોકમાન્યનું સમગ્ર જીવન-ચરિત્ર નથી, આ તો જીવનચરિત્રનો એક પરમાણુ છે. લોકમાન્યનું સમગ્ર જીવન-ચરિત્ર લખવું એ મારા જેવા સામાન્ય મનુષ્યનું કામ નથી.

આ પુસ્તકમાં સંક્ષિપ્ત રીતે સર્વ મહત્ત્વની બાબતોનો સમાવેશ થાય એ હેતુથી આ પુસ્તકના મેં પૂર્વાર્ધ અને ઉત્તરાર્ધ આવા બે ભાગ પાડ્યા છે. પૂર્વાર્ધમાં તેમના જીવનની શરૂઆત કેવી રીતે થઇ અને કેવી કેવી સ્થિતિમાંથી તેઓ આગળ વધ્યા, તેમની સાર્વજનિક સેવા, કે જેમાં તેમણે શરૂ કરેલી સર્વ સંસ્થાઓનું નિરૂપણ છે; તેમની સાહિત્યસેવા કે, જેમાં પ્રસિદ્ધ પત્ર કેસરીની સવિસ્તર, હકીકત, ઓરાયન,

આર્ટિક હોમ ઇન ધી વેદાઝ, ગીતારહસ્ય વગેરેના સંક્ષિપ્ત સ્વરૂપનું નિદર્શન છે; (આમાં ગીતા–રહસ્યનું સંક્ષિપ્ત સ્વરૂપ આપવાનો પ્રયત્ન કરવામાં આવ્યો છે; ) તે પછી તેમની રાષ્ટ્રીય સેવા અને તેને અંગે તેમને સહેવી પડેલી પાંચ આપત્તિઓના પ્રસંગની હકીકત આપી, તેમની રહેણી વગેરેનું તથા સંપાદકીય યોગ્યતાનું નિદર્શન કરવામાં આવ્યું છે. તે પછી સ્વદેશી ચળવળ સાથેના તેમના સબંધનું પણ નિરૂપણ કરવામાં આવ્યું છે. ઉત્તરાર્ધમાં તેમના ધાર્મિક, સામાજિક, અને રાજકીય વિચારોનો સંગ્રહ—કોઇ લેખના સ્વરૂપમાં તો કોઇ ભાષણના સ્વરૂપમાં—આપવામાં આવ્યો છે.

મારો વિચાર લોકમાન્યના જીવનની શરૂઆતથી માંડીને તે અત્યાર પર્યંતની દરેકે દરેક ઝીણી ઝીણી બાબતોનો મોટો સંગ્રહ કરવાનો હતો. પણ હાલના મહાયુદ્ધને લીધે થઇ પડેલી કાગળની મોંઘવારીથી એ કામ હાલમાં મારા જેવાથી થવું અશક્ય થઇ પડેલું છે. આ નાનું ચરિત્ર લખવામાં સહાયભૂત થયેલાં મરાઠી પુસ્તકોના પ્રકાશકોનો હું ખાસ આભારી છું. કારણ, તે શિવાય આટલું સંક્ષિપ્ત ચરિત્ર પણ મારાથી લખી શકાયું નહોત.

વાચક વર્ગ આ પુસ્તકના આદિવચનના લેખક રા. રા. શ્રી. ચંદ્રશંકર નર્મદાશંકર પંડ્યા; બી. એ. એલ એલ. બી. થી જાણીતો છે. તેઓશ્રીની લેખિનીથી આ પુસ્તકની મહતાંમાં ઘણોજ વધારો થયો છે. તેઓશ્રીના સબંધમાં કાંઇ પણ લખવું એ મારી શક્તિની બહાર છે. તેઓશ્રીએ મારી વિનંતીનો સ્વીકાર કરી, પોતાની તબીયત નાદુરસ્ત છતાં, તેવી સ્થિતિમાં પણ પોતાથી બની શકતા બે બોલ લખી તેમણે મને ઘણોજ ઋણી કર્યો છે. છેવટે આ પુસ્તકના મુદ્રક 'ચિત્રશાળા' પ્રેસના મેનેજર રા. રા. શંકર નરહર જોશીનો હું અંત:કરણપૂર્વક આભાર માનું છું. કારણ, તેમની મદદથી હું આ પુસ્તક ટુંક મુદતમાં પ્રસિદ્ધ કરી શકયો છું.

—પ્રકાશક.

---

ઉત્તરાર્ધના ૧ લા પાનાથી તે ૨૭ મા પાના સુધીના લેખક રા. રા. ધનશંકર હીરાશંકર ત્રિપાઠી



लोकमान्य बाळ गंगाधर टिळक



कै. सौ. सत्यभामाबाई तिलक



# लोकमान्य

## बाळ गंगाधर टिळकनुं चरित्र:

### ( पूर्वार्ध. )



### ઉપોદ્‌ઘાત

જે બાબતના સંબંધમાં કિંવા જે વ્યક્તિના સંબંધમાં હજારો લોકોએ, હજારો ઠેકાણે, હજારો પ્રકારે સ્તુતિપર ઉદ્‌ગાર કાઢેલા હોય છે; તેજ બાબતનાં સંબંધમાં અને તેજ વ્યક્તિના સંબંધમાં કોઇ પણ જૂદા પ્રકારથી કિંવા અશ્રુતપૂર્વ દૃષ્ટિથી વિચાર કરવો ઘણે ભાગે અશક્યજ થઇ પડે છે. હિમાલય પર્વત, પ્રચંડ મહાસાગર, ચંદ્ર, સૂર્ય, અગ્નિ વગેરે સ્વયંસિદ્ધ અને પોતાનાજ ફક્ત અસ્તિત્વના જોર પર પોતાનું મહત્ત્વ કિંવા તેજ દુનિયાની નજરે આણનાર ચલ કિંવા સ્થિર પદાર્થ વગેરેની મહતીનાં કિંવા પ્રભાવનાં સ્તોત્રો ગાવાને કિંવા તેમના અંગના વિલક્ષણ સામર્થ્યની દુનિયાને ઓળખાણ કરી આપવા માટે ભાડુતી ભાટોની કિંવા સ્તુતિપાઠકોની જરૂર નથી, તેજ પ્રમાણે શ્રીરામચંદ્ર, શ્રીકૃષ્ણ, તુકારામ, શ્રીશિવાજી મહારાજ, બાજીરાવ વગેરે ભારત–વર્ષમાંની અનેક વિભૂતિઓનાં અંગોનાં ગુણ–વર્ણન કરવા માટે અત્યારે

કોઇની પણ લેખિનીની કિંવા વાણીની ગરજ રહી નથી; કિંવા નેપોલિયન, સીઝર, ઍલેક્ઝાંડર, હાનિબાલ, ટોગો, ઓયામા વગેરેનાં શૌર્યનાં પરાક્રમનાં વર્ણન કરવા માટે ગમે તેટલા અને ગમે તેવા લેખકો કે મહાકવિઓ આગળ આવે, તો પણ તેમનાથી આ દુનિયાભરમાં પ્રસિદ્ધિને પામેલા પરાક્રમી પુરુષોની કીર્તિમાં રતિમાત્ર પણ વધારો થવાનો નથી. સ્વયંપ્રકાશથી દુનિયાને દીપાવી નાંખનારા સહસ્રરશ્મિનું સ્વરૂપ કેવા પ્રકારનું છે એ દેખાડવા માટે જે પ્રમાણે એકાદી મશાલ સળગાવવાની જરૂર નથી, તેજ પ્રમાણે સ્વયંસિદ્ધ એવા જે પુરુષો છે, તેમના અંગના ગુણોની લોકોને કલ્પના કરી આપવા માટે ભાડુતી લોકોની જરૂર નથી, એ સ્પષ્ટજ છે. પરંતુ સંત–પુરુષોના કહેવા મુજબ—કેટલાકો તરફથી મહાન્ વિભૂતિઓનાં જે ગુણ–વર્ણન કરવામાં આવે છે, તે, તે વિભૂતિઓના ગુણોની જાહેરાત આપવા માટે નહિ; પરંતુ તે વિભૂતિઓના ગુણનાં વર્ણન કરવાની ક્રિયા કરી, તે ગુણોથી આપણને કાંઇ લાભ થાય, તો તે કરી લેવો, આવા ઉદ્દેશથીજ ઘણા લોકો મહાન્ વિભૂતિઓના પાડા વાંચતા હોય છે. એટલા માટે આ નાના ચરિત્ર–પુસ્તકના આરંભમાં પ્રાસ્તાવિક શબ્દ તરીકે જે લખવાનું છે, તે પ્રસ્તુત ચરિત્ર–નાયક લો૦ બળવંતરાવ તિલકના ગુણ લોકોની નજરે આણવાના હેતુથી લખવામાં આવતું નથી, પરંતુ અત્યારની હિંદુસ્થાનની અસાધારણ પરિસ્થિતિમાં પણ લો૦ તિલક જેવી જે વિભૂતિઓ અવતીર્ણ થાય છે તેમના અંગના નાનાવિધ ગુણોનું થોડું પદ્ધતિસર પરિશીલન કરી આપણા

મનની પણ થોડી ઉન્નતિ કરી લેવાની આ સંધિ છે, આ હેતુથી તેમના સ્વભાવનું, બુદ્ધિ-વૈભવનું અને નૈતિક શુદ્ધતાનું થોડું સંગતિવાર નિરૂપણ કરવાનો મનનો કૃત-સંકલ્પ હોવાથી આગળના ચાર શબ્દ લખવામાં આવે છે.

લો० તિલકના જેવી જે ખરેખરી મહાન્ વિભૂતિઓ હોય છે તેમના સ્વભાવનું ખરૂં જ્ઞાન થવા માટે પણ સારી યોગ્યતાની અને અધિકારી પુરુષની જરૂર હોય છે. સાગરના તળીયે તો અનંત રત્નો હોય છે પણ ડુબકી મારનારો જે પ્રમાણે તેના ખોબામાં આવે તેટલાંજ તે પાણીની બહાર કાઢી શકે છે, તેજ પ્રમાણે અનેક પ્રકારના અદ્વિતીય ગુણોના નિધિ-રૂપ જે પુરુષો હોય છે, તેમના અંગના ગુણ તેમના ભક્તોના કિંવા શિષ્યોના અંગે જેવા પ્રકારની યોગ્યતા હશે તે પ્રમાણમાંજ તેમને જણાવાના, આવો નિસર્ગ-સિદ્ધ નિયમ છે. જે પ્રમાણે ઈશ્વરની સાથે થોડો વખત પણ તાદાત્મ્ય કરી લેવું પડે છે, તેજ પ્રમાણે મોટા પુરુષોના અંગના ગુણ-અવગુણ સમજવા માટે થોડો યોગાભ્યાસ કરવો પડે છે. લો० તિલક આજ ઘણાં વર્ષોથી સાર્વજનિક બાબતોમાં આગેવાની લઇ રાષ્ટ્રીય મહત્ત્વની કામગીરી બજાવે છે. આખા હિંદુસ્થાનમાં અને કેટલાક બીજા દેશોમાં પણ તે અત્યારે ઘણાજ જાણીતા થયા છે. બે ચાર કલાક તેમના સહવાસમાં ગાળનારા ગૃહસ્થથી માંડીને તે પચીસ વર્ષ તેમની સાથે નિકટ અને નિત્ય-સંબંધ જેમનો છે એવા સર્વ ગૃહસ્થો પર્યંત દરેકના મનમાં તેમના અગાધ બુદ્ધિ-બળ માટે,

દઢ સ્વભાવ માટે અને શુદ્ધ હેતુ-સંબંધમાં સર્વસાધારણ એક મત છે. એવા નાનાવિધ લોકોને જે પુરુષ અનેક બાબતમાં વંદનીય લાગે છે, તેના અંગે કાંઇ પણ દૈવી-અંશ, દૈવી-સ્ફૂર્તિ અને દૈવી-તેજ વાસ કરે છે એ કોઇ પણ કબૂલ કરશે.

ઇંગ્લંડ, ફ્રાન્સ, જર્મની, અમેરિકા વગેરે હાલના કાળના સુધરેલા રાષ્ટ્રમાંના મોટા પુરુષોનાં ચરિત્રો લખવાની રીત અને આપણે અહીંના મોટા પુરુષોનાં ચરિત્રો લખવાની રીત એમાં જમિન-આસ્માનનો ફરક છે. ત્યાં વિદ્યા અને શિક્ષણનો અત્યંત પ્રસાર થયો હોવાથી લોકોમાં ગુણ-ગ્રાહકતા ઘણી વધી છે. અર્થાત્ સન્માન્ય પુરુષો સંબંધી ઝીણી ઝીણી બાબતોને પણ મહત્વ પ્રાપ્ત થઇ તેનું ચરિત્રોમાં વર્ણન થાય છે, અને લોકો પણ તે ઘણા રસથી અને ભક્તિથી વાંચે છે. જોનસન, શૅક્સપીયર, નૅપોલિયન વગેરે વિખ્યાત પુરુષોના ચરિત્ર પર ત્યાંના લોકો જે તુટી પડે છે તેનું બીજ આજ છે. જોનસનના ગ્રંથોનું ઇંગ્રેજી-સમાજ પર શું પરિણામ થયું, શૅક્સપીયરની અલૌકિક બુદ્ધિ-મત્તા શા પરથી જણાઇ આવે છે, નેપોલિયનના વૈભવનું ઇંગિત શેમાં છે વગેરે બાબતોની કોઇએ સાંગોપાંગ મીમાંસા કરવા માંડી તો ત્યાંના લોકોનું લક્ષ તે તરફ ઘણુંજ લાગે છે; પણ નૅપોલિયન કેવી ટોપી પહેરતો હતો, શૅક્સપીયર કઇ ખુરશી પર બેસતો હતો, જોનસન કેવી કલમથી લખતો હતો, ઇત્યાદિ ઝીણી ઝીણી બાબતો જાણવાની પણ ત્યાંના લોકોને એટલી કાંઇ ઉત્કંઠા હોય છે કે, તે સંબંધમાં કોઇએ કાંઇ લેખ લખ્યો તો, તે પેદા કરી તેઓ વાંચ્યા

શિવાય રહેતા નથી. લોકોની જિજ્ઞાસા અને લેખકોની પ્રવૃત્તિ એ ઘણા અંશે પરસ્પર અવલંબી રહેલી છે. અર્થાત્ લોક જિજ્ઞાસુ હોય છે તો, તેમની જિજ્ઞાસા તૃપ્ત કરનારા લેખકો પણ નીપજે છે; લેખકે નવીન અને મનોવેધક હકીકત આપવા માંડી કે, લોકોની પણ તે વાંચવા તરફ પ્રવૃત્તિ થાય છે. આજ પર્યંત એતદ્દેશીય મહાન્ પુરુષોના અનેક ચરિત્રો થયાં છે; પરંતુ ઉપર કહ્યા મુજબ ઝીણી ઝીણી પણ મહત્ત્વની બાબતોનું જેમાં વર્ણન કર્યું છે એવું ચરિત્ર ક્વચિત્ મળી આવશે. પ્રસ્તુત પુસ્તકનો ઉદ્દેશ આખા ભરતખંડમાં વિદ્વત્તા, સ્વાર્થત્યાગ, દેશસેવા ઇત્યાદિ ગુણોથી પ્રસિદ્ધિ પામેલા એક મહાન્ પુરુષના આયુષ્ય-ક્રમમાંની કેટલીક નાની નાની પણ મહત્ત્વની બાબતો કહેવી એ છે. અને તે મહાન્ પુરુષ પ્રખ્યાત કેસરી-કાર લો૦ બાળ ગંગાધર તિલક છે.



## जन्म अने शिक्षण.

લો૦ તિલકનો જન્મ રત્નાગિરીમાં ૨૩ જુલાઈ સને ૧૮૫૬ કિંવા શકે ૧૭૭૮ના આષાઢ કૃષ્ણ૬ સોમવારે ઉત્તરાભાદ્રપદ નક્ષત્રપર, સદાબા ગોરેના વાડામાં થયો. તેમની જન્મ-કુંડલી નીચે પ્રમાણે છેઃ—




આ જન્મ-લગ્ન-કુંડળી કોની છે એ ન કહેતાં જો કોઇ જોશી આગળ તે મૂકી હોય તો તેપરથી લો૦ બળવંતરાવ તિલકની સર્વ કર્તવ્યતાનું ભવિષ્ય કોઇ વર્તશે એમ લાગતું નથી. કારણ, કુંડળીમાં અજબ થવા જેવો કોઇ પણ યોગ જણાતો નથી. ઉચ્ચ સ્થાનનો એક પણ ગ્રહ નથી. સ્વગ્રહનો ફક્ત ગુરુ નવમ સ્થાનમાં છે. ફક્ત કીર્તિ અને બુદ્ધિ ઉત્તમ કમાવનાર અને પ્રસંગ વિશેષે કારાગૃહમાં જનાર આ ગૃહસ્થ હોવો

જોઇએ આવું ભવિષ્ય કોઇ પણ વર્તશે. ગૃહોનું બલ ઘણું ન હોય તો પણ પોતાના Will power કિંવા મનોબલના જોરપર ગૃહદશા પણ ફેરવી શકાય. છે આવું તત્ત્વ માનીયે તો ગૃહોની અનુકૂલતાનો થોડો ફાયદો લઇ ફક્ત પોતાની ઇચ્છા શક્તિના કિંવા મનોબલના અને દૃઢ નિશ્ચયના જોર પર તિલકે પત્રિકામાં દૃગ્ગોચર થતીના કરતાં પણ વધારે કર્તવ્યતા કરી દેખાડી એમ કહી શકાય. The wise man Rules his stars એટલે "મહાબુદ્ધિમાન્ પુરુષ પોતાની ગૃહ-દશાપર પણું તાબો મેળવી શકે છે" આવું એક ઇંગ્રેજી સૂત્ર છે, તેને તિલકની કર્તવ્ય-નિષ્ઠાથી વધારે બળ મળે છે એમ કહેવાને હરકત નથી.

દસ વર્ષની ઉમ્મરે એટલે ૧૮૬૬માં રા. તિલક પોતાના વડિલ સાથે પુનામાં આવ્યા. આ વર્ષથી માંડીને તેમનો વાસ પુનામાંજ છે. સબબ, પુના માટે લો૦ તિલકને કિંવા લો૦ તિલક માટે. પુના શહેરને વિશેષ અભિમાન લાગે એ સ્વાભાવિક છે. રત્નાગિરીમાં પ્રથમ પેદા થઇ પુનાના પ્રદેશમાં ચમકેલાં રત્નો મહારાષ્ટ્રમાં આજ પર્યંત અનેક થયાં. પેશ્વાઇમાંના ઘણા મોટમોટા પુરુષો રત્નાગિરી પ્રાંતમાંજ જન્મેલા હતા અને પછી પુનામાં આવી મોટી યોગ્યતાએ ચઢ્યા હતા. તેજ પ્રમાણે હાલમાં ઇંગ્રેજી અમલમાં પણ રત્નાગિરી પ્રાંતમાંજ જન્મી અને પુનામાં આવ્યા પછી નામ-રૂપને પામેલા ઘણા લોક છે. તેમાં ડો૦ ભાંડારકર, લો૦ તિલક અને સીનીયર રૅંગલર પરાંજપે સાહેબ આ ત્રણનાં નામો પ્રામુખ્યે

કરીને કહી શકાશે. લો૦ તિલકની નાનપણુની હુંશીઆરીની અને કૉલેજમાંની હુશીઆરીની અનેક વાતો નમૂદ કરેલી છે. 'પુત્રનાં લક્ષણ પારણામાં' આ કહેવત ખરી છે. પરંતુ એક માણુસ મોટી યોગ્યતાયે ચઢયો કે, તેની નાનપણુની કેટલીક બાબતોને અમસ્તું મહત્ત્વ આપવાનો ચરિત્રકારોનો પ્રઘાત હોય છે, તે પ્રસ્તુત લેખકને સર્વસ્વે માન્ય નથી. નૅપોલિયનની એવી એક વાર્તા કહે છે કે, નાનપણમાં તે બરફની ગોળીઓથી લઢાઇ કરવાની રમતો રમતો હતો! એપરથી તે મોટો યોદ્ધો થશે એ પહેલેથીજ જણાઇ ચુક્યું હતું. પરંતુ નાનપણમાં ખોટી ખોટી લઢાઇઓ રમનારાં ઘણાં છોકરાં મોટપણે ગંદાં, રોતડી અને બકરી જેવાં નીકળ્યાનાં પણ ઉદાહરણો છે. માટે નાનપણુની લીલાપરથી મોટપણુનાં કામોનાં લાંબાં લાંબાં વર્ણનો કરવાનું ભોળા ભાવિક લોકોને શોભે. પરંતુ હાલના સમયમાં ભોળપણુને મહત્ત્વ આપવું કામનું નથી. અને એટલાજ માટે લો૦ તિલકની નાનપણુની વાતો આ ત્રોટક લેખમાં આપવાનો વિચાર નથી.

લો૦ તિલકની સર્વવ્યાપી બુદ્ધિનો વિકાસ તેઓ કૉલેજમાં દાખલ થયા ત્યારથીજ થવા માંડયો હતો એમાં શંકા નથી. ગણિત અને સંસ્કૃત વિષયોમાં તેમની ગતિ ઉત્તમ પ્રકારની ચાલતી. પરંતુ તેમના હાલના સ્વભાવનું જેમને સાંનિધ્યથી જ્ઞાન પ્રાપ્ત થયું છે, તેમને, એક કાલે તિલકને કવિત્વ–સ્ફૂર્તિ પણ થતી હતી. એમ કહ્યું હોય, તો તે ખરૂં લાગવાનો પણ સંભવ નથી. જે પુરુષ રાજ–કારણમાં પડે છે અને

રાજનીતિનું અને ગહન-વિષયોનું અધ્યયન કરવાનો, જેને નિત્ય પ્રસંગ આવે છે, તેના અંગનું રસિકપણું અને કવિત્વસ્ફૂર્તિ ધીમે ધીમે પૂર્ણ લયને પામે છે એવો અનુભવ છે. પરંતુ તિલકને તરુણાવસ્થામાં કવિતા કરવાનો નાદ હતો અને સંસ્કૃતમાં પણ તે ઉત્તમ કવિતા કરતા હતા; આ વાત જો કે અચંબો પમાડનારી છે, પરંતુ પ્રસિદ્ધ ઇંગ્રેજ ગ્રંથકાર કાર્લાઇલનું એક વચન ધ્યાનમાં હોતાં તે અચંબો દૂર થાય તેમ છે. A hero is a hero at all points એટલે "જે મોટા મહાત્માઓ હોય છે તેમની બુદ્ધિ સર્વ કામમાં સરખી ચાલે છે." આ કાર્લાઇલનું વચન તિલકને બરોબર લાગૂ પડે છે. તિલકે કવિતા રચવાનો પરિપાઠ રાખ્યો હોત તો તે ઉત્તમ કવિ પણ થયા હોત. તેમણે સંસ્કૃતમાં રચેલા 'માત-વિલાપ'માંના બે ત્રણ શ્લોક જિજ્ઞાસુ વાચકો માટે અહીંયાં ઉતારવા અવશ્ય લાગે છે. રઘુવંશમાંના અજ-વિલાપની ધાટી પર રચાયલા આ શ્લોકો છે અને તેમાં અર્થગાંભીર્ય અને ભારેખમપણું સારૂં સધાયું છે.

गृहकर्मणि रक्तमानसा-
मशितव्यं न विलंब्य देहि मे ।
अयि पुत्रक ! को वदेदिदं
वचनं संप्रति मां गते त्वयि ॥ १ ॥
भुवनं तनयेत शोकते,
न वृथेत्थं विबुधैर्निगद्यते ।
भुवनं हि विभाति मे मनं
सुरलोकं तनये गते ध्रुवम् ॥ २ ॥

अथ बंधुभिरग्निसात्कृतः
सुतं इत्याद्यवगम्य विव्हला ।
विससर्ज हि शोकपावके
गुणिते.स्नेहरसेन सा वपुः ॥ २ ॥

તિલકનાં લગ્ન પહેલાંના રીવાજ મુજબ તેમની પંદર વર્ષની ઉંમરેજ થયાં હતાં. હાલના સુધારક મત પ્રમાણે આ બાલ-વિવાહજ હતો. પરંતુ પ્રૌઢ-વિવાહ, પ્રીતિ-વિવાહ અને પુનર્વિવાહ વગેરે કરેલા ગૃહસ્થોના સાંસારિક સુખની કંઇંક પ્રસંગે થનારી દૈના જોતાં, એવા નવીન પદ્ધતિના સંસાર કરતાં તિલકના ઘરમાં હજાર ગણું ઉત્તમ સંસાર-સુખ અનુભવાતું હતું. લગ્ન પછી એકજ વર્ષે તિલકના વડિલનો સ્વર્ગવાસ થયો અને તે પછી ચારજ મહિને તેમણે મેટ્રિકયુલેશનની પરીક્ષા પાસ કરી.

તિલક ઉચ્ચ શિક્ષણ મેળવવા માટે સને ૧૮૭૩માં ડેક્કન કોલેજમાં દાખલ થયા. ૧૮૭૬માં તેમણે બી. એ. ની પરીક્ષા પાસ કરી અને ૧૮૭૯માં તેઓ એલ. એલ. બી. થયા.



# सार्वजनिक कार्यों.

## १ न्यू इंग्लिश स्कूल.



આ સ્કૂલ સન ૧૮૮૦ના જાનેવારીની બીજી તારીખે કૈ૦ વિષ્ણુશાસ્ત્રી ચિપળૂનકરે પૂનામાં સ્થાપન કરી. પરંતુ આ સ્કુલની કલ્પનાનું જનકત્વ સર્વાંશે ચિપળૂનકરનું નથી. ચિપળૂનકર શાસ્ત્રી પહેલાં રત્નાગિરીમાં સરકારી નોકર હતા. અને ત્યાંથી ૧૮૭૯ના સપ્ટેંબર મહિનામાં તેઓ સરકારી નોકરી છોડી પુના પાછા આવ્યા હતા. તેમની પોતાની ઇચ્છા સ્કૂલ કાઢવાની હતી ખરી, પરંતુ પોતાના એકલાથી નવી શાળા કાઢવી તેમને કઠિણ લાગ્યું અને તેથી તેમણે તે સમયની ભાવે સ્કૂલ કિંવા પુના ઇન્સ્ટિટ્યુએશનમાં દાખલ થઇ તે સ્કૂલ સુધારવાનું ઠરાવ્યું હતું. સુદૈવે એજ વખતે ડેક્કન કોલેજમાં રા. તિલક, આગરકર, બાલાજી આબાજી ભાગવત અને વેંકટેશ બાલાજી કરંદીકર, આ ચાર જણનો, ઘણા દિવસની વાટાઘાટથી પરીક્ષા પાસ થયા પછી સરકારી નોકરી ન સ્વીકારતાં નવા પ્રકારની શિક્ષણ-સંસ્થા કાઢવાનો વિચાર થયો હતો. ઉપર જણાવેલા ચાર જણમાંથી આગરકર વગેરે ડેક્કન કોલેજના વિદ્યાર્થી હતા તે વખતે રા. તિલક એલ, એલ, બી. નો અભ્યાસ પૂરો કરવા માટે કોલેજમાં આવી રહ્યા હતા, અને તે

વખતે કોલેજના જૂના વિદ્યાર્થીઓને કોલેજમાં રહેવાની સવડ સારી હતી. આજ સવડનો ફાયદો લઇ રા. તિલક, સાથે તે.વખતે રા. કૃષ્ણાજી વિનયક શારંગપાણી (હાલના વડોદરાના રિટાયર્ડ મુખ્ય ન્યાયાધીશ), રા. મનોહર વિષ્ણુ ફાથવટે (હાલના મેનશનર મુનસફ,) અને રા. શ્રીધર બાલકૃષ્ણ ઉપાસની એ ત્રણે પણ ત્યાંજ રહેતા હતા. રા. તિલક, રા. આગરકર, ભાગવત અને કરંદિકરનો ઉપર કહ્યા પ્રમાણે નિશ્ચય ઠર્યો, તે સુમારેજ કે. વિષ્ણુશાસ્ત્રી ચિપળૂનકર સરકારી નોકરીનું રાજીનામું આપી પુનામાં એક નવી ઇંગ્રેજી શાળા કાઢવાના છે એ હકીકત તેઓના જણવામાં આવી. તરતજ એટલે સપ્ટેંબર મહિનામાંજ ચારે જણ શાસ્ત્રીબુઆના નારાયણ પેંઠમાંનાં વાડામાં એક દિવસે રાત્રે તેમને મળ્યા, અને પોતાનો વિચાર તેમને જણાવ્યો. શાસ્ત્રીબુઆને તે વિચાર પસંદ પડયો. કારણ, શાસ્ત્રીબુઆનું ધારવું એવું હતું કે નવી શાળા કાઢવાને એવા પ્રકારની મદદ નહિ મળે, અને એથીજ તેમણે ભાવેની સ્કૂલમાં જવાનું ઠરાવ્યું હતું. આવી રીતે યોગ્ય ગોઠવણ કરી ૧૮૮૦ના જાનેવારીની ૨ જી તારીખથી ન્યૂ. ઇ. સ્કૂલની શરૂઆત કરી. શાળાની શરૂઆતમાં ચિપળૂનકર શાસ્ત્રી તથા તિલક સાથે કે. મહાદેવ બલ્લાળ નામજોશી, રા. વાસુદેવ વામન શાસ્ત્રી ખરે, રા. ગોપાળ રઘુનાથ નંદરગીરકર શાસ્ત્રી, કે. હરિ કૃષ્ણ દામલે, રા. કૃષ્ણરાવ બાપુજી માંડે, રા. મુળે વગેરે શિક્ષક તરીકે હાજર હતા. આ સંસ્થામાં શાસ્ત્રીબુઆ તથા રા. તિલક બિનપગારી કામ કરતા હતા એ તેમની નિઃસ્વાર્થ–વૃત્તિનો ઉત્તમ દાખલો છે. આવી રીતે રા. તિલક શરૂઆતની સાંસારિક અવસ્થામાંથીજ સાર્વજનિક કામમાં પ્રામુખ્યે કરીને આગેવાન થયા હતા.

## ૨ કેસરી અને મરાઠા.



કેસરી કાઢવાની કલ્પના તે વખતના ન્યૂ. ઇં. સ્કૂલના જે પ્રવર્તક હતા તે સર્વની હતી, પરંતુ તેમાં મુખ્ય ભાગ કૈ. ગોપાળરાવ આગરકર અને કૈ. નામજોશીનો હતા. આગરકરને લખવાની હોંશ હોવાથી વર્તમાન-પત્ર કાઢી કાંઇ પણ દેશ-સેવા બજાવવી આવો તેમનો વિચાર હતો. કૈ. નામજોશી પહેલાં "કિરણ" નામનું પત્ર ચલાવતા હતા અને વર્તમાન-પત્રના ધંધામાં તેઓ પહેલેથી અનુભવિત થયાં હતા., તે વખતે કૈ. વિષ્ણુશાસ્ત્રી ચિપળૂનકરની "નિબંધમાલા" ચાલૂ હતી પણ પાછળથી તે બંધ રાખી ગ્રંથમાલાનું સ્વતંત્ર કામ પોતે એકલાએજ કરવું આવો તેમનો વિચાર હતો. પણ પછીથી તિલક અને આપ્ટેની વર્તમાન-પત્ર કાઢવાની કલ્પના શાસ્ત્રીબુઆ વગેરેને પસંદ પડી અને ૧૮૮૧ના જાનેવારીથી "કેસરી" અને "મરાઠા" આ બે પત્રો કાઢવાનું નક્કી ઠર્યું. "કેસરી" પત્રની શરૂઆતની માલિકી ચિપળૂનકર, તિલક, આપ્ટે, આગરકર, નામજોશી અને રા. ગણપતરાવ સોહોનીની આટલાની હતી. અર્થાત્ "કેસરી" અને "મરાઠા" ન્યૂ. ઇં. સ્કૂલની માલિકીનાંજ ગણાતાં હતાં, અને તે પ્રમાણે ન્યૂ. ઇં. સ્કૂલના ત્રીજા વાર્ષિક રીપોર્ટમાં સ્પષ્ટ ઉલ્લેખ પણ છે.

# કેસરી-પત્ર માટે છાપખાનું.

કેસરી પત્રની શરૂઆત કરવા માટે રા. કેશવ બલ્લાળ સાઠે નામના ગૃહસ્થ પાસેથી,—તેની પાસે "કિરણ" નામના છાપખાના. પાસે માગતા ૨૪૦૦ રૂપીયાના બદલામાં તેજ છાપખાનાનો પડી રહેલો સામાન, કટાઇ જતાં હાથથી ચલાવવાના પ્રેસ-મશીન સાથે હમે હમે પૈસા આપવાનું કરારનામું કરી—આણવાની જરૂર પડી હતી. આ સામાન મોરાબા દાદાના વાડામાં આણવામાં આવ્યો અને ટાઇપ-સામાનની વગેરેની વ્યવસ્થા તથા કામ પ્રેસ બેસાડવાનું કામ રા. ગણેશ મોરેશ્વર સોહનીએ કર્યું અને તેમણેજ સરકારમાં આ છાપખાનાનું "આર્યભૂષણ" પ્રેસ નામનું ડેક્લેરેશન કર્યું. 'કેસરી' પર શરૂઆતમાં પ્રિંટર કે પ્રકાશક તરીકે કોઇનું પણ નામ નહોતું; તેમ તે સમયે અત્યારની માફક મુદ્રક અને પ્રકાશકનું નામ છાપવાને કાયદાનું બંધન પણ નહોતું. ફક્ત "આર્યભૂષણ છાપખાનામાં માલિક માટે છાપી પ્રસિદ્ધ કર્યું" આટલુંજ કેસરીના છેવટના પાનાપર નીચે લખવામાં આવતું હતું. અને આજ ક્રમ ૧૮૮૭ના ઓક્ટોબરની આખર સુધી ચાલૂ હતો. કેસરી ૧૮૮૧ના જાનેવારીથી શરૂ થયું. છાપખાનાની આમદાની ખર્ચ કરતાં વધારે નહોતી, એથી કેટલીક વખત ન્યૂ. ઈં. સ્કૂલની ત્રીજોરીમાંથી પૈસા ઉછીના લાવવા પડતા હતા. છાપખાનાનો નિયત ખર્ચ, કેસરી-મરાઠાના કાગળ અને વર્તમાનપત્ર સંબંધી અવાંતર ખર્ચ આટલું પતાવતાં છતાં રા. સાઠેનો હમો આપવો પણ ભારે થઇ પડતો હતો. પછી લેખકોના હાથમાં પૈસા આવવા દૂરજ રહ્યા! આ

સમયમાં પુનામાં જ્ઞાનપ્રકાશ, જ્ઞાન-ચક્ષુ, પુણે વૈભવ, અને શિવાજી આ ચાર વર્તમાન-પત્રો મરાઠી ભાષામાં નીકળતાં હતાં. પણ તે બધાનું લવાજમ બે રૂપીયા કરતાં વધારે હતું. કેસરીનું લવાજમ એકદમ એક રૂપીયો રાખ્યું હતું. સારા માણસોએ ચલાવેલું એટલું સોંઘું વર્તમાન-પત્ર તે સમયમાં આજ પહેલું હતું એમ કહીએ તો ચાલે. કેસરી નીકળતાંજ તેને સારા ગ્રાહકો મળવા લાગ્યા અને બે વર્ષની અંદરજ ગ્રાહકોની સંખ્યા એક હજાર ઉપર વધતી ગઇ. આ વૃદ્ધિનું પ્રમાણ નીચે પ્રમાણે છે અને કેસરીના પહેલા પાના પર અગ્રભાગે મોટા ટાઇપમાં તેનો ઉલ્લેખ પણ છે. ૧૮૮૪ની સાલમાં ૪૨૦૦ ઉપર પ્રતો ખપવા માંડી, ૧૮૮૫માં ૪૩૦૦ ઉપર; અને પછી તે સંખ્યા ૧૮૮૬ અને ૧૮૮૭માં ૪૭૦૦ ઉપર ગઇ. એક રૂપીયા પ્રમાણે લવાજમનું અને કેટલીક જાહેરખબરોનું ઉત્પન્ન થવા લાગ્યું. પણ પત્ર સંબંધી ખર્ચની પણ અનેક બાબતો વધતી જવાથી કેસરી શરૂ થયું ત્યાર પછી દશ-બાર વર્ષ સુધી માલીકને પ્રાપ્તિ તો બિલકુલ થઇજ નથી; ઉલટ છાપખાનાપર કરજનો બોજો માત્ર વધારે વધારે વધતો ગયો!

## કેસરીનો આકાર, છપાઇ અને લેખ.

કેસરીનો પહેલ પ્રથમનો આકાર ડેમી આઠ પેજી હતો અને તેનાં આઠ પાનાં નિકળતાં હતાં. ૧૮૮૨માં તેના આકારમાં મોટો ફરક કરી તે રોયલ ચાર-પેજી કરવામાં આવ્યો. આ આકાર ૧૮૯૩ પર્યંત ચાલૂ રહ્યો. ૧૮૮૪ના જાનેવારીથી તેનો આકાર ડબલ કાઉનનો કરવામાં

આવ્યો અને આજે પણ તેજ આકાર ૩૬ વર્ષથી ચાલૂ છે. ફક્ત તેના પાનાઓમાંજ વધારો કરવામાં આવ્યો છે. કેસરી-પત્ર સંબંધમાં આગરકર અને તિલકની ફારગતી થઇ અને પ્રકાશકની જવાબદારી સને ૧૮૮૭ના ઓકટોબરની ૨૫મી તારીખથી તિલકને આવી, ત્યાં સુધી કેસરી ગ્રેટપ્રાઇમર એટલે મોટા ટાઇપમાં નિકળતું હતું. પણ સદર તારીખથી કેસરી પાયકા નામના ઝીણા અક્ષરમાં નિકળવા લાગ્યું. કેસરીમાં આરંભથીજ 'રાજકીય-પ્રકરણો, વેપાર સંબંધી માહિતી, લોક-સ્થિતિપર નિબંધ, નવીન ગ્રંથોપર ટીકા, વિલાયતમાંની રાજ્ય-પ્રકરણી વાટાઘાટ' વગેરે વિષયો આવવા લાગ્યા; અને આગરકરને લખવાની ઘણી હોંશ હોવાથી તેમનાં લેખોનોજ તેમાં વધારે સમાવેશ થવા લાગ્યો. ૧૮૮૧ના કેસરીમાં એટલે પહેલા વર્ષના અંકોમાં કૈ. વિષ્ણુ શાસ્ત્રી ચિપળૂનકરે દેશ-ભાષામાંના ગ્રંથો કિંવા વાઙ્મયાત્મક-ચર્ચા સંબંધમાં ઘણા લેખ લખેલા છે અને વચમાં વચમાં સ્થાનિક-સભા અને ચળવળ વગેરે પર માર્મિક ટીકાઓ કરેલી છે. આગરકર રાજકીય, સામાજિક, ધાર્મિક અને સાહિત્ય-વિષયક અનેક વિષયોપર લેખ લખતા હતા, પણ તિલક તે વખતે ઘણોજ થોડો વખત લખતા હતા. કેસરી નિકળ્યા પછી સવા વર્ષની અંદરજ કૈ. વિષ્ણુ શાસ્ત્રી ચિપળૂનકર મરણ પામ્યાથી કેસરી તેમના લેખથી વંચિત થયું! તો પણ આગરકર અને તિલકે લેખો લખવાનું કામ શરૂ રાખ્યું અને પછી પ્રો. ગોખલે, આપટે, કેળકર, નામજોશી વગેરેઓએ વચમાં વચમાં કેસરીને હાથમાં લીધાથી, એ

વિદ્વાન્ અને બુદ્ધિમાન્ માણુસોના હાથથી કેસરીનો પાયો મજબૂત કરવામાં સારી મદદ થઇ. પહેલી છ સાલમાં કેસરીમાં લેખ કયા પ્રકારના આવતા હતા અને તે લેખોથી લોકોમાં રસ કેટલો ઉત્પન્ન થયો હતો, એ કે. આગરકરે "કેસરીમાંના ઉત્તમ નિબન્ધ" ના જે બે સ્વતંત્ર ભાગ પુસ્તક-રૂપે છાપી બહાર પાડ્યા છે તે પરથી જણાઇ આવશે. કેસરીમાં શરૂઆતથીજ વિષયોનું વજનદારપણે વિવેચન થવા માંડયું હતું. તેમ કવચિત્ પ્રસંગે કોઇ એક લેખકે વિનોદનો આશ્રય લીધો, તો વિષયનું મહત્ત્વ કિંવા સ્વારસ્ય વાચકોના મનમાં સારી રીતે પ્રતિબિંબિત થાય એવી રીતનીજ તેની યોજના હતી. એવા પ્રકારના વજનદાર-વિનોદના દાખલા વાચકોને જોવા હોય તો તેમણે આગરકરના (મરાઠી) નિબંધ-સંગ્રહના પહેલા ભાગમાંની "હવે કેમ?" ના હેડીંગ નીચે લખાયેલી બાલ-વિવાહનો નિષેધ કરી પ્રૌઢ વિવાહના સંબંધમાં સંવાદ-રૂપે આપેલી ચર્ચિત-હકીકત અવશ્ય વાંચવી.

## તિલક-આગરકર મતભેદ.

ઉપર પ્રસંગપરત્વે વાચકોને જણાવેલું છે કે તિલક અને આગરકરને અમુક એક બાબતમાં વિરુદ્ધ મત પડવાથી ફારગતી કરવી પડી અને કેસરી-પત્રની જવાબદારી તિલકે પોતાપર લીધી. આથી વાચકોને શંકા થઇ હશે કે, એવું શું કારણ બન્યું હશે કે મહારાષ્ટ્રના આ બે વિદ્વાનોના મત-ભેદ પડ્યા. આ સંબંધમાં વાંચકોને નીચેની હકીકત જણાવું છું. કેસરી

પત્રમાં શરૂઆતથીજ જો કે રાજકીય-વિષયોનું વિશેષ ઉદ્દ્ઘાટન થતું હતું, તો પણ સામાજિક અને ધાર્મિક બાબતોનો પણ વચમાં વચમાં ઉહાપોહ ચાલતો હતો. 'આગરકરના સામાજિક અને ધાર્મિક-મતો, તિલક, આપટે, કેળકર; ગોળે અને નામજોશી-વગેરેના મતથી ભિન્ન હતા; અને કેસરી વિશેષે કરીને આગરકરના હાથમાં હોવાથી તેમને આ વિષય ઇતરોના વિચાર બાજુએ સારી સહજ રીતે પ્રસિદ્ધ કરવાની સવડ મળતી. તેમજ તેઓ બીજાઓના લેખોમા પણ ફેરફાર કરી શકતા. તાત્પર્ય, પત્રનું ધોરણ અમુક એક પ્રકારનું રાખવું, લેખમાંના વિચાર સર્વની નજર હેઠળ આવે કિંવા જવાબદાર-સંપાદક નીમી, તે કરે તે પૂર્વ દિશા માનવાનો તે સમય નહોતો. રાજકીય વિષયમાં તો કોઇનો મત-ભેદ નહોતો. પણ સામાજિક અને ધાર્મિક-વિષયોના સંબંધમાં તેવી સ્થિતિ નહોતી. અમુક માણસ પાસેથી લેખ આવ્યો કે તે પર નજર નાંખી ન નાંખી કરી તે પ્રસિદ્ધ કરવામાં આવતો. પણ પછી અસંમત વૈધવ્ય, પુનર્વિવાહ, સામાજિક સુધારણાને કાયદાનો આશ્રય, એ કિંવા એના જેવા કેટલાક સામાજિક અને કેટલાક ધાર્મિક પ્રશ્ન ઉપસ્થિત થઇ, તેને માટે મુંબઇ-પુનામાં જ્યારે સભાઓ ભરાવા માંડી અને ન્યા૦ રાનડે, તેલંગ, તથા ડો. ભાંડારકરના જેવાઓએ તેમાં લક્ષ દઇ જ્યારે સમાજમાં ખળભળ શરૂ કરી ત્યારે ખાનગી રીતે તિલક, આગરકર વગેરે મંડળમાં ફડાકાના વાદ થવા લાગ્યા. આગરકર પક્કા સુધારણાવાદી હતા અને શાસ્ત્ર-બાંશ્નની પરવા ન રાખતાં

સામાજિક-વિષય સંબંધમાં ખુલ્લી રીતે લખવા તરફ તેમની પ્રવૃત્તિ હતી અને પ્રસંગ-પરત્વે કાયદાનું પણ સાહાય્ય લઇ સુધારણા અમલમાં આણવી જોઇએ એમ કહેતા હતા. તિલક વગેરે એમ કહેતા હતા કે, સમાજપર તુટી પડવાની કાંઇ જરૂર નથી. સુધારણા થઇ તો તે ધીમે ધીમે થવી જોઇએ. તે માટે વખતો વખતે કાયદાનો આશ્રય માગવો અયોગ્ય છે. શાસ્ત્ર અને રૂઢિને અનુસરીને, ધીમે ધીમે અને સમાજને પચે એવી સુધારણા અમલમાં આણવાનો પહેલો પ્રયત્ન કરવો જોઇએ. આ કામમાં ધર્મગુરૂની પણ સહાયતા લેવી જોઇએ. સ્વત્વ કાયમ રાખવું હોય તો પ્રાચીન પરંપરા ન છોડતાં તેનાજ પાયાપર સુધારણાની ઇમારત રચવી જોઇએ. આગરકરનો તિલકના જેટલો હિંદુધર્મપર અને શાસ્ત્રપર વિશ્વાસ નહોતો. મિલ અને સ્પેન્સરના ગ્રંથો વાંચી તેમના અંગે બુદ્ધિ-પ્રામાણ્ય ઘણું રમતું થયું હતું. તર્ક અને બુદ્ધિને પટે તે કરવું ઉચિત, આવો તેમનો દૃઢ વિશ્વાસ હતો: આવા વિશ્વાસથી લખેલા લેખ ખરા સુધારણા-પ્રતિપાદક થતા નથી; ઉલટું સુધારણાનું કાર્ય પાછળ પડશે; આજ તિલક અને આગરકરના મત-ભેદનું મૂળ હતું. આ મૂળના જોરપર જેમ જેમ વૃક્ષ વધતું ગયું-અર્થાત્ એવા વિચારૂથી મોહિત થઇ આગરકર કેસરીમાં સામાજિક અને ધાર્મિક-વિષયપર જેમ જેમ અધિકાધિક લેખ લખવા લાગ્યા-તેમ તેમ તિલક અને આગરકરનો મત-ભેદ વધતો ચાલ્યો અને આખર તેનું પરિણામ એવું થયું કે, ૧૮૮૭માં આગરકરને કેસરી છોડવું પડયું. આગરકરે 'સુધારક' કાઢી જૂના મતની ઘણી ઝાટકણી

કાઢી; અને પ્રસંગોપાત્ત તિલકપર પણ કડક ટીકા કરી. તેમજ તિલકે પણ આ વાદમાં પોતાના પ્રતિપક્ષીપર યથાપ્રાપ્ત ઝાટકણી કાઢવામાં કમી કર્યું નહિ. સોમવારે સુધારક નિકળ્યું કે મંગળવારના કેસરીમાં તેને પ્રાયઃ યોગ્ય ઉત્તર મળવાનોજ, અને એવો બનાવ બને નહિ એટલા માટે સુધારકનો દિવસ ફેરવવાનો પણ એક વખત વિચાર કર્યો હતો. કિંબહુના કેસરી કરતાં તેની કિંમતમાં ખાસ ઘટાડો કરવામાં આવ્યો. હવે, આટલું બધું થયું છતાં એટલું લક્ષમાં લેવા જેવું છે કે, આગરકર અને તિલકના સ્નેહમાં કદી પણ વ્યત્યય આવ્યો નથી. એટલુંજ નહિ, પણ છેવટે આગરકર માંદા પડ્યા તે વખતે તિલક તેમને ખાસ મળવા ગયા હતા, અને તિલકને જોઈને આગરકરને જેટલો આનંદ થયો તેટલો તેમને બીજા કશાથી પણ થયો નથી. ઉલટપક્ષે આગરકરના મૃત્યુની વાર્તા સાંભળી તિલકને જેટલું દુઃખ થયું તેટલું આખા જન્મારામાં તેમને બીજા કશાથી પણ થયું નથી! આનું નામ તે મૈત્રી! આગરકરને કેસરી છોડવાનું બીજું એક કારણ એવું થયું કેઃ—ડેક્કન એજ્યુકેશન સોસાઈટી સ્થાપન થયા પછી સોસાઈટીયે કોલેજ કાઢવાનો ઘાટ કર્યો તેને માટે યુનિવર્સિટીની પરવાનગી જોઈતી હતી. સામાજિક સુધારણા ઇચ્છનારા અને તેને માટે લોક–મતની પરવા ન રાખતાં તે કરવા ઇચ્છનારા કેટલાક આગેવાનો તે વખતે યુનિવર્સિટીમાં હતા. તેઓ સોસાઈટીના કેટલાક મેંબરોને એમ કહેવા લાગ્યા કે, તમારામાંના કેટલાક ખાનગી રીતે એકમત પ્રતિપાદન કરે છે અને કેસરીમાં અમારી વિરુદ્ધ કડક ટીકા આવે છે. માટે તમને શા માટે પર-

વાનગી આપવી? કેસરીમાંના મતો જો બંધાના નથી તો તમે જૂદું પત્ર કેમ નથી કાઢતા?' સોસાઇટીમાં વિરુદ્ધ-અનુકૂલ એવા ઘણા સભાસદ હતા. તેમાંના કેસરીમાં લખનારા પણ ઘણાજ હતા. બીજાઓને દુભવી આગરકર કેસરીમાં પોતાના મત-મુજબ લખી શકતા નહોતા. વળી એ વખતે છાપખાનાની માલિકી એકલા તિલક-આગરકર પાસેજ નહોતી પરંતુ પ્રો. વાસુદેવરાવ કેળકર અને રા. હરિ નારાયણ ગોખલે-એમણે તેમાં પૈસા નાંખ્યાથી-તેમની પણ તેપર માલિકી હતી. અર્થાત્ છાપખાનાનો અને કેસરીનો સંબંધ છોડી આગરકરને સુધારક-પત્ર જૂદું કાઢવું પડયું. વર્તમાન-પત્રો, શાળા અને કોલેજનો આ વિરોધ આખરે એટલો વધ્યો કે, એ વખતે ડેક્કન એજ્યુકેશન સોસાઇટી અને કેસરી-મરાઠાનો સંબંધ પણ તોડવો પડયો. તે વખતે આ બન્ને પત્રોની માલીકી કે. કેળકર અને હરિભાઉ ગોખલે પાસે આવી અને પ્રેસના માહિતગાર તરીકે તિલકને ઉપરના બન્નેને મદદનીશ તરીકે આપવામાં આવ્યા.

## તિલક કેસરીના માલીક ક્યારે થયા?

૧૮૮૮ પર્યંત કેસરીના ગ્રાહકો આશરે પાંચ હજાર સુધી વધ્યા હતા. કેસરીથી પ્રાપ્તિ પણ ઘણી સારી થતી જતી હતી, પણ મરાઠાનો ખર્ચ જબરો હતો અને તેનાથી કાંઇ પ્રાપ્તિ નહોતી. છાપખાનાંના ટાઇપ અને બીજો સામાન આણતાં છતાં પણ તેની સગવડ પૂરી થઇ શકતી નહિ. તેને પેટે ફાઉન્ડરી જોડવી પડી, અને મશીન-પ્રેસ વગેરે બીજો સામાન આણવાની આવશ્ય-

કતા ભાસવા લાગી. અર્થાત્ તેમાં અધિક ભાંડવળ અધિક નાંખવાથી કરજનો બોજો વધતો ચાલ્યો અને આખરે હરિ ભાઉ ગોખલેના વિશ્રામાને એવું ઠર્યું કે, કરજ થયું છે તે પત્ર માટે થયું છે. માટે બે જણે છાપખાનું લેવું. અને એકે કરજ સાથે કેસરી અને મરાઠા આ બે પત્રો લેવાં. કરજનો બોજો લઇને તિલક બન્ને પત્રો લેશે કે નહિ આવી વાસુદેવરાવને શંકા હતી. કારણ, પત્ર માટે મજકુર લખવાનો તિલકને પહેલેથીજ કંટાળો હતો, અને તેથી કેસરી માટેનું લખાણ તિલક કનેથી વખ્તસર કદી પણ મળવાનું નહિ આવી તેમની ખાસ માન્યતા હતી. પણ તે સાથે તેમને એવી પણ બીજી બીક હતી કે, તિલક જો છાપખાનું લેશે તો તે બીજું પત્ર કાઢયા શિવાય રહેશે નહિ. આથી કેળકરે તિલક સાથે એવી સરત કરી કે, તમે જો છાપખાનું લ્યો, તો તમારે જૂદું પત્ર કાઢવું નહિ; અને અમે જો છાપખાનું લઇએ તો તમે માત્ર પત્રની સરત છોડશો નહિ! તિલકનું વલણ પત્ર તરફજ વધારે હતું. કેસરી જામેલું; એથી છાપખાનું લઇ જૂદું પત્ર કાઢવામાં તેમને અર્થ જણાયો નહિ. એટલે સાત હજાર રૂપીયાના કરજનો બોજો ઉંચકી બન્ને પત્રની માલીકી ૧૮૯૧ની સાલમાં તિલકે પોતાની પાસે લીધી. આવી રીતે, તિલકને કેસરીની માલીકી જોઇતી હતી તે મળી.

—:o:—

# "કેસરી" છાપખાનું નિકળતા સુધીની હકીકત.

૧૮૯૧ ની સાલમાં સંમતી-વયના કાયદાનો પ્રશ્ન વિશિષ્ટ સ્વરૂપમાં ઉભો થયો અને તેણે લોકમાં ઘણીજ ખળભળ શરૂ કરી. તિલક "કાયદાની જરૂર નથી" એમ કહેનારામાંના હતા. તે કેમ નહિ, કાયદો થયો તો તે કેવી રીતે નિરુપયોગી થશે, અને તેનાથી હાનિ શી છે? એ સબંધમાં તેમણે સખત લેખ લખ્યા હોવાથી કેસરીના ખપને સારૂ ચલન મળ્યું. વળી હિંદુ-મુસલમાનનો દંગો, ગણેશોત્સવ, શિવાજી-ઉત્સવ ઇત્યાદિ પ્રસંગો ઉદ્ભવ્યા અને તે સંબંધમાં સણસણતા લેખ અને ટીકાઓ આવવા લાગ્યાથી કેસરીનો ખપ પાંચ હજાર ઉપર થવા લાગ્યો. પુનામાં પ્લેગ શરૂ થઇ રેંડ સાહેબનું ખૂન થયા પછી ૧૮૯૭ ની સાલમાં તિલકપર રાજ-દ્રોહનો કેસ ચાલ્યો. તે વખતે પત્રના ખપનો સરકાર-મારફત હાઇકોર્ટમાં જે પુરાવો દાખલ થયો તે પરથી તે વર્ષમાં કેસરીનો અંક દર અઠવાડીયે ૬૭૮૯ ખપતો હતો એમ જણાઇ આવશે. તિલકને શિક્ષા થઇ તે વખતે છાપખાનાના પ્રિંટર તરીકે ગોખલે અને કેશવરાવ બાળ—એમના પર પણ કેસ ચાલ્યો હતો. સરકારે જો કે તેમને છોડી દીધા; પણ કેસરી-પત્ર ફરી પોતાના આર્ય-ભૂષણ છાપખાનામાં છાપવાને તેમને બીક લાગવા માંડી; અને તેથી તેમણે છાપવાની ના પાડી. આથી કેસરીના પ્રકાશકની જવાબદારી રા. રા. નરસિંહ ચિંતામણ કેળકરે પોતાના અંગપર લીધી; પરંતુ પત્ર છાપવું કયાં એની પંચાતી પડી. આ સમયે

રવિવાર પેઠમાં "શ્રીવિઠ્ઠલ" નામનું એક મોટું છાપખાનું હતું, તેમાં કેસરી કાઢવાની કેળકરે તજવીજ કરી. ત્યાં તા૦ ૨૧ મી સપ્ટેંબર ૧૮૯૭ ના અંક ૩૮માથી તે ૧૮૯૮ ના માર્ચ મહિનાના ૧૦ મા અંક સુધી એટલે એકંદર ૨૪ અંક નીકળ્યા. પછી ૧૮૯૮ ના ૧૦ મા અંક પછીના પાંચ અંક એટલે માર્ચ ૧૫મીથી તે એપ્રીલ ૧૨ મી સુધીના અંક જગદ્ધિતેચ્છુ છાપખાનામાં કાઢ્યા. અને પછી આર્ય-ભૂષણના માલીકે છાપવાનું કબૂલ કર્યાંથી ફરી કેસરી આર્ય-ભૂષણમાં આવ્યું. શિક્ષામાંથી છૂટી આવ્યા પછી "પુનશ્ચ હરિઃ ઓમ્" તરીકે તિલકે કેસરી લખવાનું અને પ્રકાશકનું કામ તા૦ ૪ જુલાઈ ૧૮૯૯ થી પોતાના માથાપર લીધું. આટલી મુદતમાં કેસરી એકસરખું વધતુંજ જતું હતું; અને વળી તે તિલકે ફરી હાથમાં લીધા પછી વળી વધવા લાગ્યું. કેસરીનું કામ વધતું જતું જોઇ તિલકે ડબલ ફીડરનું એટલે એ પંખાનું છાપવાનું યંત્ર પોતે વિલાયતથી મંગાવ્યું અને તેને ઑઇલ-ઇંજિન જોડી આ યંત્ર આર્ય-ભૂષણ છાપખાનામાંજ જૂદી સગવડ કરી ઉભું કર્યું. ફક્ત આર્યભૂષણમાં મજકુરનું કંપોઝ કરાવવું અને આ નવા યંત્રપર ફૉર્મ ઠોકી કેસરી કાઢવું આવો ક્રમ ચાલ્યો હતો. કાગળ, છપાઇ વગેરેનો ખર્ચ તિલક પોતે કરવા લાગ્યા. પછી નારાયણ પેઠમાનો ગાયકવાડનો વાડો ખરીદ્યા પછી અને ગોખલે અને કેળકરના પુત્રો વચ્ચે આર્ય-ભૂષણની માલિકી સંબંધમાં ઉભો થયેલો ટંટો ઘણો વધી ગયો, એટલે તિલકે પોતાના વાડામાંજ ઑફિસ બાંધી ફાઉન્ડરી અને છાપખાનાની સગવડ કરી, અને આર્ય-ભૂષણમાંનું પોતાની માલિકીનું નવું મંગાવેલું યંત્ર આણી પોતાનું છાપ-

ખાનું શરૂ કર્યું. આ છાપખાનાને "કેસરી છાપખાનું" આવું નામ આપ્યું. તા૦ ૨૭ નવેંબર ૧૯૦૬ અંક ૪૭ માથી આ છાપખાનામાં કેસરી કાઢવાની શરૂઆત થઇ; અને અત્યાર સુધી તે ત્યાંજ નીકળે છે. કેસરી પોતાના છાપખાનામાં આવ્યા પછી બંગભંગ, સ્વદેશી ચળવળ, રાષ્ટ્રીય-શિક્ષણ, દે. દાદાભાઇ નોરોજીએ રાષ્ટ્રીય-સભામાં "સ્વરાજ્ય"નો કરેલો પુકાર, સુરતનો બખેડો, વગેરે અત્યંત ચળવળના વિષય ઉપસ્થિત થયા અને તિલકની વિદ્વત્તા, બુદ્ધિમત્તા, અને દેશ-હિતની લાગણી એ સર્વ તેમના લેખમાંથી જ્યારે વિશેષ રીતે લોકોને જણાવવા લાગ્યાં ત્યારે કેસરીનો ખપ ઘણોજ વધવા લાગ્યો અને ૧૯૦૮ ની સાલમાં જ્યારે તેમને રાજ-દ્રોહ માટે સિક્ષા થઇ તે વખતે કેસરીના ગ્રાહકોની સંખ્યા વીસ હજાર ઉપર ગઇ હતી. આ વખતે શિક્ષા થયા પછી પ્રથમ ૨૮ જુલાઇ ૧૯૦૮ અંક ૩૦ થી રા. રા. કૃષ્ણાજી પ્રભાકર ખાડિલકર બી. એ. એ તે વર્ષ પુરૂં થતાં સુધી, આગળની ૧૯૦૯ ની સાલ આખી અને ૧૯૧૦ નો પહેલો અંક નિકળતા સુધી લેખ લખવાની અને પ્રકાશકની જવાબદારી પોતાના અંગપર લીધી અને પછી રા. રા. નરસિંહ ચિંતામણ કેળકર બી. એ. એલ્. એલ. બી. એ. એ જવાબદારી ઉંચકી લીધી તે આજ પર્યંત તેમણે તેવીજ ચલાવેલી છે. *

---

* હાલમાં એટલે ન. ચિ. કેળકર શિષ્ટમંડળ સાથે વિલાયત જવા નિકળ્યા ત્યારથી કેસરી.પત્રની જવાબદારી રા. કૃષ્ણાજી પ્રભાકર ખાડીલકરે લીધી છે.

## કેસરીનું ધોરણ.

લોકમાં વાચનની અભિરુચિ ઉત્પન્ન થાય અને સામાન્ય લોકોને પણ પોતાના પૈસાથી પોતાનું કેસરી વાંચવા મળે, આ કેસરી કાઢવાના અનેક હેતુઓમાંનો એક હેતુ હતો, અને તે તેના આજ પર્યંતના ઇતિહાસપરથી કેવો સિદ્ધ થયો છે તે જૂદું કહેવાની જરૂર નથી. કેસરી–પત્રના સંબંધમાં શરૂઆતમાં જે ઉદ્દેશ–પત્રક પ્રસિદ્ધ થયું હતું તેમાં પત્રના ધોરણનો સંબંધમાં આગળ લખેલો ઉલ્લેખ છેઃ— "આ પત્રમાં પ્રત્યેક વિષયનું જે વિવેચન કરવું તે કેવળ નિઃપક્ષપાત–બુદ્ધિથી અને અમને જે ખરૂં લાગે તેને અનુસરીને કરવું આવો અમારો કૃત–સંકલ્પ છે. હાલમાં બાદશાહી–અમલની શરૂઆતથી મુખ–પુજાનો પ્રકાર ઘણોજ વધતો ચાલ્યો છે એમાં સંશય નથી. આ પ્રકાર અત્યંત અશ્લાધ્ય છે અને દેશના હિતને અપાયકારક છે, એ કોઇ પણ મનુષ્ય પ્રાંજલપણે કબૂલ કરશે. માટે સદર પત્રમાંના લેખ તેના રાખેલા નામ પ્રમાણેજ આવશે એમ સમજવું." કેસરીનું આ ધોરણ આરંભથી તે અત્યાર સુધી કાયમ છે. આ ધોરણને લીધેજ કેસરી અને મરાઠા પત્રોને નિકળે એક વર્ષ થયું ન થયું એટલામાંજ "બરવે પ્રકરણ" ઉપસ્થિત થયું અને આગરકર અને તિલકને ૧૦૧ દિવસનો કારાગૃહવાસ ભોગવવો પડયો, અને આગળ પણ તિલકપર બે રાજ–દ્રોહનાં ખટલા ઉભા થઇ તેમને ભયંકર તુરંગવાસ વેઠવો પડયો! મુખ–પુજાનો પ્રકાર ઘણો ખરાબ છે માટે રાજકીય–વિષય સંબંધમાં લોકોનાં વિચારને વિશિષ્ટ પ્રકારનું વલણ આપનારા પત્ર-

કરોએ આ મુખ-પુજાપણું ચોતરે આણવું, જરૂરનું છે. કેસરીયે વખતો વખત અનેક આગેવાનોપર જે ટીકાઓ કરેલી છે તે વ્યક્તિ-વિષયક નથી પરંતુ સાર્વજનિક હિતની દૃષ્ટિએ કરેલી છે. આગેવાનોપર ફાવે તેવી ટીકા કર્યાંથી કોઇને મહત્ત્વ મળતું નથી અને તે ટીકાની પણ આગળ કિંમત રહેતી નથી; કિંવા પત્રના ગ્રાહકો ઓછા હોવાથી તેનો ખપ વધે છે એમે નથી. લોકો માટે ખરી લાગણી, જવાબદારીનું જ્ઞાન, એ જ્ઞાનને લીધે ઉત્પન્ન થયેલી કર્તવ્ય-પરાયણતા અને ધૈર્ય એજ તિલકના લેખમાં અને વર્તનમાં ભરપૂર હોવાથી તિલક અને કેસરી એ બે નથી પરંતુ એકજ છે એમ સમજવું જોઇએ. રાજકીય, સામાજિક કિંવા ધાર્મિક-વિષય સંબંધમાં સમાજમાં ખળભળ ઉત્પન્ન થઇ એટલે કેસરી શું કહે છે, એ તરફ જનતાની દૃષ્ટિ લાગવાનાં જે કારણો થયાં છે, તેમાં તિલકના અથવા કેસરીના અંગના ઉપરના ગુણુજ કારણી-ભૂત છે. કેસરી અજ્ઞાનીઓને જ્ઞાન આપે છે, તરુણોને કર્તવ્ય શિખવે છે, આગેવાનોને હિતબોધ કહે છે, અને પોતે નિષ્કામ-કર્મ આચરે છે અને અંતઃકરણની પવિત્ર લાગણીથી લો૰ તિલક પોતાનું કર્તવ્ય ચોખ્ખી રીતે બજાવે છે.



## ૩ ફર્ગ્યૂસન કૉલેજ અને સોસાયટી.

ન્યૂ ઇંગ્લિશ સ્કૂલને ચાર વર્ષ થયા પછી તેના કાર્યવાહકોને કોલેજ કાઢવાનો વિચાર થયો. કોલેજ કાઢવા માટે કાર્યવાહક-મંડળને કાંઇ પણ નિશ્ચિત અને કાયદાસર સ્વરૂપ આપવું જરૂરનું હતું, અને વળી કામને માટે વિદ્વાન્ માણસોની પણ અધિક જરૂર હતી. તેમજ થોડું કાયમનું ફંડ પણ એકઠું કરવું જરૂરનું હતું. તે વખતે આ સર્વ વ્યવસ્થા કરવાનું કામ તિલક અને નામજોશીને કરવું પડતું. નામજોશી ગ્રેજ્યુએટ નહોતા પણ પૂર્ણ વ્યવહાર-ચતુર અને કાર્યકારી હોવાથી તેમના ઉદ્યોગનો આ વખતે ઉપરના મંડળને ઘણો ઉપયોગ થયો. અને તેથીજ ડેક્કન એજ્યુકેશન સોસાઇટીના પહેલા લાઇફ-મેંબરોમાં પણ તેમનું નામ દાખલ કરવામાં આવ્યું હતું. કોલ્હાપૂરના પ્રકરણમાં તિલક અને આગરકરને જે શિક્ષા થઇ, તે કેટલાક મોટા સંસ્થાનિકો-રાજાઓએ સાક્ષી આપવાની ના પાડ્યાથી થઇ, નહિતો થાત નહિ, એ સદર ખટલાનું અંતઃસ્થ સ્વરૂપ જેમના જાણવામાં છે તેઓ જાણે છે; અને ન્યૂ સ્કૂલને કાગળ સ્કૉલરશિપ મળી તેનું, અને દક્ષિણ મહારાષ્ટ્રમાંનાં સંસ્થાનોમાંથી ફર્ગ્યૂસન કોલેજ માટે આશરે પચાસ હજારની જે વર્ગણી આવી તેનું પણ કારણ તેજ છે. પચાસ હજાર રૂપીયાની ભેટ આપનારાઓનો હેતુ એવો હતો કે આ કોલેજ તે વખતના ગવર્નર સર જેમ્સ ફર્ગ્યૂસનના સ્મારક તરીકે ઉભી કરવી અને તેને લીધેજ આખરે તેને ફર્ગ્યૂસન કોલેજ આ

નામ આપવામાં આવ્યું. આ પ્રમાણે પૈસાની તજવીજ થયા પછી મંડળને ડેક્કન એજ્યુકેશન સોસાઇટી આ નામનું વ્યવસ્થિત રૂપ આપવામાં આવ્યું. આ સોસાઇટીના જે પહેલા નિયમો છે તે તિલકે તૈયાર કરેલા છે અને આખરે તે સર્વાનુમતે પાસ થયેલા છે. આ નિયમ પ્રમાણે સોસાઇટીના કૌન્સિલ અને બોર્ડ ઑફ મેંબર્સ આવા બે ભાગ કર્યાં હતા. શાળા અને કોલેજની સર્વ વ્યવસ્થા ફક્ત લાઇફ-મેંબરો પાસેજ હતી. અને કૌન્સિલનું કામ કાયમ ફંડની વ્યવસ્થા કરવી અને સામાન્યતઃ સોસાઇટીની સંખ્યાઓપર દેખરેખ રાખવી એટલુંજ હતું. સોસાઇટીની મિલકતના ટ્રસ્ટી તરીકે ત્રીજો પણ એક અધિકારી હતો, અને તેનું કામ સોસાઇટીની સ્થાવર અને જંગલ-મિલકતની કાયદાસર વ્યવસ્થા રાખવી એ હતું. શાળાના જે લાઇફ-મેંબરો હતા તેમને એકસરખો પગાર મળતો હતો. પણ પ્રસંગપરત્વે તેમને મદદ તરીકે વધારે રકમ આપવાની સવડ રાખી હતી. આ સર્વ મેંબરોનો કૌન્સિલમાં સમાવેશ થતો હતો અને તે શિવાયના તેટલાજ બહારના સભાસદ નિમવા આવો પણ નિયમ હતો. આ નિયમ પ્રમાણે પ્રિ. ઑગ્ઝેનહૅમ, ડૉ. ભાંડારકર, ન્યા. રાનડે વગેરે બહારના ગૃહસ્થોનો કૌન્સિલમાં સમાવેશ થયો. આટલી તૈયારી પછી કોલેજ માટે, પરવાનગી મળી અને ૧૮૮૪ની સાલના જાનેવારીમાં શનિવાર પેંઠમાંના ગદ્રેના વાડામાં કૉલેજની શરૂઆત કરવામાં આવી. પછી કેટલાક દિવસ પછી બુધવાર પેંઠમાં બુધવાર-વાડા પાસે સર જેમ્સ ફર્ગ્યૂસનના હસ્તે ફર્ગ્યૂસન કોલેજની ઇમારતના

પાયાનું મુહૂર્ત કરવામાં આવ્યું, પરંતુ આખરે તે પાયાનો પથ્થર ચતુઃશૃંગીના મેદાનમાં લઇ જવો પડ્યો. ફર્ગ્યૂસન કૉલેજ ધીમે ધીમે ઉચ્ચ સ્થિતિને પામતી ગઇ, એ કહેવું પ્રસ્તુત ચરિત્રપુસ્તકને અંગે જરૂરનું નથી. પરંતુ એટલું કહેવું જરૂરનું છે, કે પ્રો૦ તિલક આવી સાર્વજનિક સંસ્થાઓમાં પવિત્ર લાગણીથી જોડાયલા હતા, છતાં કેટલાક મત-ભેદને પરિણામે તેમને આ સંસ્થાઓ સાથેનો સંબધ છોડી દેવો પડ્યો. ૧૮૮૫-૮૬ ની સાલથી મંડળમાં તીવ્ર મત-ભેદ શરૂ થયો. પહેલો મત-ભેદ વર્તમાનપત્ર-સંબંધનો હતો. વર્તમાન-પત્રથી ફાયદો ન થતાં ઉલટ કૉલેજની પ્રગતિમાં હરકત થાય છે એમ લાગવા માંડ્યું અને તેથી સોસાઇટીનો અને પત્રોનો સંબંધ તોડી નાંખી પત્રનું કામ કેળકર, ગોખલે અને તિલક આ ત્રણને સોંપવામાં આવ્યું. છેવટે વર્તમાન-પત્ર એકલા તિલકના હાથમાં કેવી રીતે આવ્યાં એ વાચકોને પ્રથમ જણાવવામાં આવ્યુંજ છે.



# साहित्य-सेवा.

તિલક સને ૧૮૭૯ માં કાયદાની પરીક્ષામાં પાસ થયા અને ત્યારથીજ તેમણે લોક-સેવા શરૂ કરી. પહેલાં દસ વર્ષ એટલે ૧૮૮૯ સુધીમાં ન્યૂ. ઈં. સ્કૂલ, ફર્ગ્યૂસન કૉલેજ, કેસરી અને મરાઠા આ ચતુર્વિધ વ્યાપારમાં તેમને ભાગે જે જે કામ આવ્યું તે તેમણે કર્યું. ૧૮૮૯ માં એક નાની ક્રાંતિ થઇ અને ન્યૂ. ઇં. સ્કૂલ તથા કૉલેજ સાથેનો સંબંધ તેમને તોડવો પડયો. કેસરી અને મરાઠા એ સર્વસ્વે તેમના હાથમાં આવ્યાં. ત્યારથી તે ૧૯૦૮ સુધી આશરે ૨૦ વર્ષ તેમણે એકનિષ્ઠાથી અને વિદ્વત્તાથી પોતાની માતૃ-ભાષાની તથા માતૃ-ભૂમિની અત્યુત્કૃષ્ટ સેવા બજાવી છે. આજ સમયમાં એટલે ૧૮૯૨ માં ' ઓરાયન ' અને સન ૧૯૦૩ માં ' આર્ટિક હોમ ' આ અદ્વિતીય ગ્રંથો તેમના હાથે નિર્માણ થયા. છેકજ હમણાં એટલે ૧૯૧૬ માં તેમનું ગીતા-રહસ્ય પ્રકટ થયું.

' ઓરાયન ' અને ' આર્ટિક હોમ ' એ ગ્રંથો તિલકે ઇંગ્રેજીમાં લખ્યા છે. અર્થાત્ આ સાહિત્ય-સેવા ઇંગ્રેજીની થઇ. ' ગીતા-રહસ્ય ' અને ' કેસરી ' એ મરાઠીમાં લખેલા હોવાથી તેટલીજ તેમની માતૃ-ભાષાની સેવા છે. તિલકે ઓરાયન વગેરે ગ્રંથ ઇંગ્રેજીમાં લખ્યા હોવાથી તેમને કેટલાક કડવા વિદ્વાનોના રોષને પાત્ર થવું પડયું હતું. તિલકના હાથે નહિ તો પણ બીજા લેખકોએ તેમના ગ્રંથોની મતલબ મરાઠીમાં તથા ગુજરાતીમાં ગ્રંથ-રૂપે આણેલી છે. ગીતા-રહસ્ય પ્રસિદ્ધ કરતી

વખતે માત્ર સાવધગિરી રાખી તે ગ્રંથ પહેલાં મરાઠીમાં લખ્યો અને હવે તેનાં બીજી ભાષામાં ભાષાંતરો થયાં.

## ૧. કેસરી.

કેસરી મારફતે તિલકને હાથે ઘડેલી મરાઠી ભાષાની અને સાહિત્યની સેવા અદ્વિતીય છે. તિલકની લેખનશૈલી સુપ્રસિદ્ધ છે. "यत्प्रौढित्वमुदारता च वचसां यच्चार्थतो गौरवम्" આ ભવભૂતિના વચનમાં તેમની લીપિના ઘણાજ ગુણ આવેલા છે. તેમની લેખિનીમાં પહેલું વિશેષ સરલપણું. તેઓ વાચકના હૃદયમાં છાપ પાડે તેવી સમર્થક શબ્દ–યોજના અને વાક્ય–રચના કરે છે. પોતાનું 'કેસરી' હજારો વાચકોના હાથમાં જવું જોઇએ એવી ઉત્કટ ઇચ્છા હોવાથી, અને એ હજારો વાચક ઘણા વ્યુત્પન્ન ન હોવાથી, ચાલૂ પરિસ્થિતિનું જ્ઞાન તેમને સહજ થાય એવીજ ભાષા તે યોજતા. દેશ–સ્થિતિ જોઇને તેમનું અંતઃકરણ જેટલું બળે અને દ્રવિત થાય તેટલીજ લાગણી બીજા હજારો દેશ બાંધવાના મનમાં થાય એવી તેમની તીવ્ર મનીષા હતી. કેસરી–પત્રદ્વારા અખિલ ભારત–વર્ષમાંની અને વિશેષતઃ મહારાષ્ટ્રમાંની અનેક હીલચાલોની હકીકત આપી તેપર સૂચક ભારેખમ ટીકા કરવાનો, ઘણા નવીન વિષય કાઢી તે લોકો સામે માંડવાનો અને તેપર લોક–મત તૈયાર કરવાનો સદુપક્રમ તિલકે ૨૦ વર્ષ અત્યાહત ચાલૂ રાખવાથી આ દૃષ્ટિએ તેમની કર્તવ્યગારી ઘણીજ કિંમતી થઇ છે. કેસરી–પત્ર કાંઇ એકજ વિષયના વિચાર કરે છે એમ નથી. તેમાં સામાજિક, રાજકીય, વાઙ્મયાત્મક, શાસ્ત્રીય, વર્ણનાત્મક, ઐતિહાસિક, ચર્ચાત્મક,

तिलकना सहकारी अने मित्रवर्य.



महादेव बल्लाल नामजोशी.

ધાર્મિક, આર્થિક, તાત્ત્વિક વગેરે બહુવિધ વિષયોના ખલ આજ સુધીમાં અનેકોયે કરેલા છે. બીજા પણ ઘણા સુંદર માહિતીથી ભરપૂર, કોટિક્રમથી સજેલા, જોરદાર, પરિણામકારક અને સમાજને વલણ આપનારા લેખ તિલકની ઓજસ્વી કલમમાંથી બહાર પડેલા છે. તેમના દરેક લેખમાં તેમની રાષ્ટ્રહિત-બુદ્ધિ અત્યંત જાગરૂક હોય છે. તિલકના રાજકીય, સામાજિક, ધાર્મિક, વાઙ્મયાત્મક અને ઐતિહાસિક લેખનો સંગ્રહ થવો જરૂરનો છે અને તે દરેક દેશની ભાષામાં પ્રસિદ્ધ થાય તો તેમાથી ઘણુંજ જાણવા જેવું મળે તેમ છે.

---

## २. ओरायन किंवा वेदकालनुं प्राचीनत्व.

તિલકને નાનપણમાંથીજ ભગવદ્‌ગીતાનો અભ્યાસ હતો. તે ગ્રંથમાંના અલૌકિક સિદ્ધાંતોની તેમના મનપર ઘણીજ ઉત્તમ છાપ પડેલી હતી. તેઓ ગીતાનું હમેશાં વાચન અને મનન કરતા. ગીતાના 'વિભૂતિ-યોગ' નામના અગીયારમા અધ્યાયમાં 'मासानां मार्गशीर्षोऽहम्' આવી ભગવદુક્તિ છે. તેનું મનન કરતાં કરતાં તિલકનું લક્ષ્ય વેદ-વેદાંગ વગેરે તરફ ખેંચાયું. અને પૂર્વે માર્ગશીર્ષ માસથી વર્ષારંભ થતો હોવો જોઇએ આવી તેમને કલ્પના સુઝી અને તે તેમણે એક નિબંધમાં ગ્રથિત કરી લંડન શહેરમાં ૧૮૯૨ માં જે એક પ્રાચ્યવિદ્યા-વિષારદોની સાર્વ-રાષ્ટ્રીય-સભા ભરાવવાની હતી, તેની આગળ વાંચવા માટે મોકલ્યો. પરંતુ તે નિબંધ ઘણોજ લાંબો હોવાથી સદરહુ

પરિષદના હેવાલમાં તિલકના નિબંધનો ફક્ત સારાંશ આપવામાં આવ્યો. ત્યારે તિલકે સદર નિબંધ પુસ્તક–રૂપે Orion or Rescearches in to the Antiquity of the Vedas નામથી ૧૮૯૩ ના ઓકટોબરમાં પ્રસિદ્ધ કર્યો. સદર નિબંધમાં વેદનો કાળ ઓછામાં ઓછો ખ્રિ. પૂ. ૪૦૦૦ વર્ષનો હોવો જોઇએ આવો વેદાંતર્ગત ગ્રહસ્થિતિનો જ્યોતિષ–શાસ્ત્રની સહાયતાથી વિચાર કરી સિદ્ધ કરેલું છે. ખુદ તિલકે ગીતા–રહસ્ય પૃ. ૭૬૦ પર આ પોતાના મતનું થોડામાં દિગ્દર્શન કરેલું છે. તેઓ કહે છે કેઃ—"મહિનાઓમાં માર્ગશીર્ષને જે પ્રથમ સ્થાન આપેલું છે તે તત્કાળમાં બાર મહિનાની ગણના કરતી વખતે માર્ગશીર્ષને પહેલો મહિનો ગણી ગણુવાનો ચાલ હતો એથીજ છે........મૃગશીર્ષ નક્ષત્રનું અગ્રહાયણી કિંવા વર્ષારંભનું નક્ષત્ર આવું નામ હોઇ મૃગાદિ નક્ષત્રગણના જ્યારે પ્રચારમાં હતી તે વખતે મૃગ નક્ષત્રને પ્રથમ અગ્રસ્થાન મળ્યું અને તેપરથી માર્ગશીર્ષ મહિનાને પણ આગળ ઉપર શ્રેષ્ઠત્વ મળ્યું હોવું જોઇએ. ઇ." મૃગશીર્ષ કિંવા આગ્રહાયણી એટલેજ Orion.

સદરહુ ગ્રંથની ચારે તરફ અસંત પ્રશંસા થઇ. તેમાં પ્રકટ થયેલું તિલકનું અગાધ–જ્ઞાન અને અપૂર્વ કલ્પકતા જોઇ સર્વ વિદ્વાન્ સ્તિમિત થયા. આ ગ્રંથમાંના સિદ્ધાંતોથી યૂરોપીય વિદ્વાનોએ કરેલો વેદકાલ–નિર્ણય લૂલો પડયો. તેમના મતમાં વેદ બહુ તો આશરે-ખ્રિ. પૂ. ૨૪૦૦ પર્યંત જઇ શકે; પણ તિલકે વેદ–કાલની મર્યાદા વળી બીજાં તેટલાંજ આગળ સરકાવી. ઇજિપ્ત, બૅબિલોનિયા વગેરે દેશ અને તેમનો ઇતિહાસજ હિંદુસ્થાન કરતાં પ્રાચીન,

આવી પાશ્ચિમાત્ય વિદ્વાનોની કલ્પના હવે ડગમગવા માંડી. અમે ભારતીય આર્યો ઘણા પ્રાચીન કિંબહુના સર્વાદ્ય, આવી અમારી શ્રદ્ધા અત્યારે હવે તર્કથી બલિષ્ઠ થવાનો સંભવ જણાવા માંડયો છે. વેદ–ગ્રંથો સંબંધનું અભિમાન બમણું થયું. વળી અમારા પ્રાચીન ગ્રંથો તરફ અમારા વિદ્વાનો દુર્લક્ષ કરે છે, તેનું સંશોધન અને મનન કોઇ કરતું નથી; કિંબહુના તે અધિકાર પાશ્ચિમાત્યોનોજ છે; અમારો નથીઃ આવી જે કલ્પના આજ સુધી મજબૂત થતી જતી હતી તેને જોરથી ધક્કો લાગ્યો. હિંદુ–લોકોની બુદ્ધિનો ઝુંડો યૂરોપીય વિદ્યા–મંદિરોમાં પણ ફરી ફડકવા લાગ્યો. અહીંના વિદ્વાનોને પોતાના ઔદાસીન્ય–બદલ શરમ આવવા માંડી. તિલકના આ નૂતન સિદ્ધાંતને લીધે વેદ–વાઙ્મય-પરના સર્વ ગ્રંથ અત્યારે નવાં ચશ્માથી જોઇ જોવાની. વિદ્વાનોને જરૂર પડી. અમેરિકામાંના જોન હૉપ્કિન્સ, યુનિવર્સિટીમાંના વિદ્વદ્રત્ન ડૉ. બ્લૂમફીલ્ડે એક વાર્ષિકોત્સવ પ્રસંગે ભાષણ કરતાં ‘ઓરાયન’ ગ્રંથને માટે નીચેના આશયનો અભિપ્રાય વ્યક્ત કર્યોઃ—

“આશરે બે અઢી મહિના પહેલાં હિંદુસ્થાનમાંથી એક નાનું પુસ્તક તેના સંપાદક તરફથી સપ્રેમ–ભેટ તરીકે આવ્યું; ગ્રંથ–કર્તાનું નામ બાલ ગંગાધર તિલક, લૉ–લેકચરર, પુના. આ નામ મેં પૂર્વે કદી પણ સાંભળેલું નહોતું. પુસ્તકનો આકાર નાનો, બાંધણી ખરાબ અને છપાઇ સદોષ છે અને તે મુંબઇની રાધાબાઇ આત્મારામ સગુણ કંપનીએ છાપેલું છે. આ નિબંધનું નામ ‘ઓરાયન અથવા વેદ–કાલના પ્રાચીનત્વ સંબંધમાં શોધ’ આવું છે. ગ્રંથકાર સર્વસ્વે અપ્રસિદ્ધ, પુસ્તક બદલ

કોઇ પણ કારણથી અનુકૂલ પૂર્વગ્રહ મારામાં હોવાનો સંભવજ નથી. અર્થાત્જ હું તે પુસ્તક વામકુક્ષીની વેળાયે જોઇ, બીજા પુષ્કળ વિદ્વાનો તરફથી ટપાલ–દ્વારા એકઠાં થતાં પુસ્તકોના પેઠે તેના પણ ગતિ કરવાનો હતો. પ્રસ્તાવના વાંચી, તો તેમાં લેખકે બેધડક લખેલું મળી આવ્યું કે, ઋગ્વેદનો કાળ ઓછામાં ઓછાં ખ્રિ. પૂર્વે ૪૦૦૦ પર્યંત લઇ જવો જોઇયે ! ગ્રંથકાર પડયો હિન્દુ. એટલે તે કાલ્પનિક–ગણના કરવામાં કુશલ હોવાનોજ આમ ધારી પુસ્તકનાં પાનાં ઉથલાવી જોવા લાગ્યો. મનમાં તો ધર્માંધતાને હસતો હતો. પરંતુ એટલામાં સર્વ રંગ એકદમ બદલાતો ગયો. મનમાંનું તે હસવું જતું રહ્યું અને મન થોડું ગંભીર બન્યું. પુસ્તક કાંઇક ગમવા લાગ્યું. ગ્રંથકારને વેદ–વાઙ્મય અને તેનીપર પાશ્ચિમાત્યોયે લખેલા ગ્રંથ એની ખડાખડ માહિતી છે આવો પહેલો જબ્બર સંસ્કાર મનપર ઉદયો. અર્થાત્જ ગ્રંથ સામાન્ય રીતે જોઇ જવાનો વિચાર છોડી દઇ તેનો મનનપૂર્વક અભ્યાસ કર્યો. તેમ તેમ પહેલાંનો સર્વ પૂર્વ–ગ્રહ અને વિરોધ કરમાવા લાગ્યો અને હું ધીમે ધીમે ગ્રંથ–કારના મતોાધ સાથે વહેવા લાગ્યો. મને તે મતોની સત્યતા જણાઇ. સદરહુ ગ્રંથ ચાલુ સાલમાં વાઙ્મયમાં એક મોટી ક્રાંતિ કરાવનાર છે. રા. તિલકના આ ગ્રંથને લીધે જે નવું દષ્ટિકોણ ઉત્પન્ન થયું છે તે પ્રમાણે સર્વ પ્રાચીન ઇતિહાસની અત્યારે ઘડી બેસાડવાની જરૂર છે.”



## ૨. आर्टिक होम इन धी वेदाज़ किंवा आर्योनुं मूळ स्थानः

'ઓરાયન' લખવા માંડયું ત્યારથીજ ઇતર પુરસદના વખતમાં તિલકનું વેદવિષયક સંશોધન અને મનન ચાલૂજ હતું. તેમનું લક્ષ્ય દેશહિતની બીજી બાબતો તરફ અધિક હોવાથી આ વિષય તરફ લક્ષ્ય આપવાનું તેમને ફાવતું નહોતું. તેઓ હમેશાં અનેક ચળવળમાં ગુંથાયેલા! આ કાળમાં પુનામાં સામાજિક રાજકીય વાતાવરણમાં અનેક તીવ્ર ટંટા થયા. તેમાં એક બાજુની આગેવાની તિલકને હોવાથી, સભા અને લેખોમાંજ તેમનો વખત જતો. આવાં ચાર વર્ષ ગયાં એટલામાં પુનાપર ભયંકર આપત્તિ આવી પડી. પ્લેગ અને દુષ્કાળનો કેર ઉછળ્યો! લોક-કલ્યાણનું કંકણ હાથે બાંધેલું હોવાથી તિલકને અત્યારે રાત્રિંદિવસ મહેનત કરવી પડી. આવી સ્થિતિમાં દેશના દુર્દૈવે કેસરીપર રાજદ્રોહનો ખટલો થયો, અને રા. તિલકને શિક્ષા કરવામાં આવી. દેશમાં હાહાઃકાર ઉડયો. સઘળા લોક હલમલી ગયા. તિલકના 'ઓરાયન'ને લીધે પ્રો. મૅક્સમુલ્લરના જેવા સરસ્વતી-પુત્રોના મનમાં તેમને માટે લાગણી થઈ અને આવો બુદ્ધિમાન્ વિદ્વાન્ હવે પથ્થર ફોડતો બેસશે એમાં સર્વ જગતની હાનિ છે એમ જાણી ભટ્ટ મોક્ષ મૂલ્લર, સર વુલ્યમ હંટર પ્રભૃતિ વિદ્વાનોયે રાણી સરકારને વિનંતિ અર્જ કરી તિલકને માફી કરવા વિનવ્યાં. તેનું પરિણામ એટલુંજ થયું કે, તિલકને ૬ મહિનાની છૂટ મળી અને ત્યાંસુધી મૅક્સ મુલ્લર સાહેબે

આદરપૂર્વક મોકલેલી ઋગ્વેદની પ્રત અને બીજાં પુસ્તકો રાત્રે કેટલોક વખત વાંચવાની પરવાનગી અને સગવડ કરી આપવામાં આવી. સમત્વયોગના અભ્યાસના કેટલાક પાઠ તિલકે આગરકર સાથે ડુંગરીની તુરંગમાં પૂર્વેજ લીધેલા હતા. તેથી તેમણે કેદખાનામાં પણ ફુરસદના વખતમાં વેદ-વાઙ્મય સંબંધી ચિંતન અને વાચન ચાલૂ રાખ્યું. "મૃગશીર્ષ" પુસ્તકમાં આંકેલી દિશાથીજ વિચાર કરતાં કરતાં આપણા પૂર્વજ મૂળમાં ક્યાં રહેતા હોવા જોઇયે એને માટે કેટલીક કલ્પનાઓ તેમને સુઝી અને તેને અનુકૂલ પુરાવા તેમણે એકઠા કરવા માંડયા. તુરંગમાંથી છુટકો થયા પછી તેમણે પોતાની આ નવીન શોધની રૂપરેખા પ્રો. મેકસ મૂલ્લરને જણાવી. ઉતાવળથી ગ્રંથ પ્રસિદ્ધ કરવાના મોહમાં તે પડયા નહિં. મેકસ મૂલ્લર વગેરે પંડિતોયે એને માટે પત્રદ્વારા પુષ્કળ ચર્ચા કરી. આર્યોનું મૂલસ્થાન ઉત્તર ધ્રુવ છે આવો પોતાનો સિદ્ધાંત ખરો ઠરાવવા માટે તે અન્વયે વેદમાંના કેટલાંક સૂત્રોના અર્થ ફેરવવા પડશે, કેટલાંકના અર્થ લાગતા નહોતા તે બરોબર લાગવા માંડશે; વગેરે મુદ્દાઓની તેમણે પ્રાચ્ય અને પાશ્ચિમાત્ય અનેક વિદ્વાનો સાથે ચર્ચા કરી. તુરંગમાંથી છુટ્યા પછી તેમણે આખા હિંદુસ્થાનમાં પ્રવાસ કર્યો અને બંગાલ, મદ્રાસ, પંજાબ વગેરે ઠેકાણેના અનેક જુના નવા પંડિતો સાથે ખલ કરી તેમણે પોતાનો મત નિશ્ચિત કર્યો. મધ્યંતરે મેકસ મુલ્લર સાહેબ મરણ પામ્યા. 'તમારો સિદ્ધાંત હું આજ કબૂલ કરતો નથી, કદાચિત્ તમે કહો છો તેવી વાત હશે' આવો મેકસમુલ્લરનો સાધારણ રીતે તિલકના નવીન સિદ્ધાંતને પ્રતિકૂલ જેવોજ અભિપ્રાય હતો.

એકલા પત્ર-વ્યવહારથી સર્વ ખાત્રી થઇ શકે તેમ નહોતું. આખો ગ્રંથ જો તેમના હાથમાં પડયો હોત તો કદાચિત્ તેમનો જૂદોજ મત થયો હોત. દુર્દૈવેજ મૅકસમુલર મરણ પામ્યા. ધીમે ધીમે પોતાની બાજુ કરી શકાય તેટલી મજબૂત કરી તિલકે સને ૧૯૦૩ ના માર્ચમાં સદરહુ ૫૦૦ પાનાનો ગ્રંથ પ્રસિદ્ધ કર્યો. પ્રાચીન આર્ય-લોકો મૂળમાં ઉત્તર-ધ્રુવ પ્રદેશમાં રહેતા હતા. પછી હિમપ્રલયને લીધે તે નીચે ખસતા ખસતા હિંદુસ્થાન-ઇરાન વગેરે ઠેકાણે ફેલાયા. આવો આ ગ્રંથમાંનો મુખ્ય સિદ્ધાંત છે અને તદનુરૂપ વેદમાંનાં કેટલાંક સૂત્રોના અર્થ કેમ બેસે છે વગેરે બાબતોનું પણ તેમાં વિવેચન છે. આ ગ્રંથમાંના સિદ્ધાંત સ્થાપિત કરવા માટે તિલકને અનેક શાસ્ત્રોનો ગાઢ અભ્યાસ કરવો પડયો. તિલકે વિવેચન માટે આર્યોના મૂળ ગ્રંથ વેદનો અને ઇરાની-બંધુઓના મૂળ ગ્રંથ અવેસ્તાનો મુખ્ય આધાર લીધો છે. પરંતુ ઉત્તર-ધ્રુવ પાસેનો પ્રદેશ Happy-home સુખમય વસતિસ્થાન હતું એ વર્ણન ખરૂં કેમ હોઇ શકે એ માત્ર તે પ્રદેશની હાલની બર્ફમય સ્થિતિપરથી ખરૂં લાગતું નહોતું. પરંતુ ભૂસ્તર શાસ્ત્રની (Geology) હાલમાં જે પ્રગતિ થઇ છે તેપરથી હિમ-પ્રલયના કાલ પહેલાં તે પ્રદેશની સ્થિતિ સુખમય હોઈ શકે, એ અત્યારે કબૂલ કરવું પડે. આ ભૂસ્તર શાસ્ત્રના સિદ્ધાંતોથી પોતાના કહેવાને કેટલું બળ મળે છે એ તિલકે પ્રો. ગાયકી વગેરેના આધાર આપી દેખાડેલું છે. પોતાનો સિદ્ધાંત સ્થાપિત કરવા માટે પોતાને એકલાનેજ સર્વ શાસ્ત્રનો કેવો અભ્યાસ કરવો પડયો અને તેથી કેટલો ત્રાસ થયો એ તિલકે પોતાની પ્રસ્તાવનામાં સ્પષ્ટ લખેલું છે.

ઓરાયનની પેઠે આ ગ્રંથની પણ પ્રસિદ્ધિ થઈ અને આખી દુનિયામાં તિલકનાં વખાણ થયાં.

આ ગ્રંથને માટે ડૉ૦ એફ. ડબલ્યૂ. વૉરન૦ બોસ્ટન વિદ્યાપીઠના અધ્યક્ષ અને 'નંદન વનનો શોધ'ના કર્તાયે સને ૧૯૦૫ માં જે અભિપ્રાય વ્યક્ત કર્યો તેનો આશય આવો છેઃ—

"પોતાનો સિદ્ધાંત પ્રસ્થાપિત કરવા માટે આ ગ્રંથકારે (તિલકે) જે પુરાવો દાખલ કર્યો છે તે એટલો બલવત્તર અને નિર્ણાયક છે કે તેટલો અને તેવો પુરાવો કોઇ પણ ઇંડો યુરોપીયન (પ્રાચ્યવિદ્યાકોવિદ) વિદ્વાને આગળ આણ્યો નહોત. ઐતિહાસિક સંશોધનની શાસ્ત્રીય અને વિશુદ્ધ પદ્ધતિમાં અથથી માંડીને ઇતિ પર્યંત એક જાત અવલંબેલી છે અને કોઇ પણ પૂર્વ ગ્રહાદિ દોષથી ગ્રંથકાર લિપ્ત થયો નથી. ખુદ ગ્રંથકર્તાનોજ જો પૂર્વગ્રહ હોય તો તે સદર સિદ્ધાંતને વિરોધ થાય તેથી તો આ ગ્રંથમાંના સિદ્ધાંત શાસ્ત્રીય પદ્ધતીની પક્કી કસોટીમાં આણવામાં આવ્યા છે. આશરે વીસ વર્ષ પહેલાં મેં જ્યારે માનવ સમાજના મૂલસ્થાનનો શોધ કર્યો તે વખતે તિલકના જેવુંજ મારૂં મત થયું હતું. મેં ઇરાની પુરાણમાંથી સ્થળ વગેરેનાં જે અનુમાનો કાઢયાં હતાં, તે પ્રો. સ્વિગ્જેલ જેવા વિદ્વાનોયે પણ માન્ય કર્યાં. વેદવાઙ્મયમાંની કેટલીક કથાનો તે વખતે મેં સહજાસહજ કંઇક ઉકેલ કર્યો હતો. મારૂં અધ્યયન આ ગ્રંથોનાં ઉપલબ્ધ ભાષાંતરોના આધારથી થયું હતું. પરંતુ અત્યારે તિલકના જેવા મૂળ ગ્રંથનો અભ્યાસ કરેલા પંડિતે જ્યારે તેવાજ અર્થ અને તેવાજ સિદ્ધાંત સ્થાપિત કર્યા ત્યારે મને હર્ષ થયો

સ્વાભાવિકજ છે. મારો મુખ્ય સિદ્ધાંતજ ફક્ત નહિ, પરંતુ બીજી ઝીણી ઝીણી બાબતો, જેનો મેં જાહેર રીતે કદી પણું ઉલ્લેખ કર્યો નહોતો—એ સર્વને તિલકના ગ્રંથથી પુષ્ટિ મળતી હોવાથી મારા એ બંધુનું હું પ્રસિદ્ધ રીતે અભિનંદન કરૂં છું. એમણે મારા ગ્રંથનો ગૌરવપૂર્ણ ઉલ્લેખ અનેક વખત કરેલો છે અને આ વિષયમાં પોતાની કાંઇક અધિક આધારસંપન્ન અને મનોહર કલમથી ઉમેરો કર્યો છે. હવે આર્યોનું મૂળસ્થાન કયું એનો પ્રશ્નજ સંભવતો નથી."

તિલકના સદર પુસ્તકોમાંના સિદ્ધાંતબદ્દલ બે ટીકાકારોયે વિરોધી મત પ્રદર્શિત કરેલા છે. એક રા. નાના પાવગી અને બીજા ભાઉશાસ્ત્રી લેલે.

——:o:——

## ૪. गीतारहस्य

### अथवा

## कर्मयोग शास्त्र.

आलोड्य सर्वशास्त्राणि विचार्यैव पुनः पुनः
इदमेकं सुनिष्पन्नं कर्मयोगो विशिष्यते॥
गीतैषा कामधुक् दिव्या दोग्धा गंगाधरात्मजः।
लोको वत्सः सुधीर्भोक्ता दुग्धं गीतामृतं पुनः॥

લોકમાન્ય તિલકનો છેકજ હમણાંનો પરંતુ અત્યંત મહત્ત્વનો ગ્રંથ સુપ્રસિદ્ધ "ગીતા–રહસ્ય" છે. આ ગ્રંથે હિન્દુ જન–સમાજમાં ઘણીજ ખળભળ કરી મૂકેલી છે.

લોકમાન્યની કોઇ પણ સાર્વજનિક કૃતિ લ્યો, તેમની કૃતિમાં જીવંતપણું હોય છે. આ ગ્રંથના યોગે સમાજમાં કેવી વિચાર-ક્રાંતિ થશે એનો અજમાસ અત્યારેજ થવો શક્ય નથી. પરંતુ સમર્થ રામદાસ સ્વામીના ગ્રંથોથી, કર્તવ્ય-વિમુખ થયેલ હિંદુ જન-સમાજપર જે ઉન્નતિ-કારક પરિણામ થયું, તેવાજ પ્રકારનું હિતકારક પરિણામ 'ગીતા'નું વાસ્તવિક 'રહસ્ય' લોકોને સમજ પડે તેવી પદ્ધતિથી તેમની સામે આજે ફરી માંડવામાં આવ્યું હોવાથી થઇ આવશે એમ કહેવાને હરકત નથી. આ ગ્રંથ લખી લોકમાન્યે દેશની ઉત્કૃષ્ટ સેવા બજાવી છે એટલુંજ નહિ પરંતુ સાહિત્યમાં ઉત્તમ ગ્રંથનો ઉમેરો કરેલો છે. 'રહસ્ય' એ ઓગણીસમા શતકની આખરની છાયામાંનો રાષ્ટ્રીયગ્રંથ છે. લોકમાન્યની ભાષા કયારેય પણ જોઇશું તો તે જોરદાર અને કર્ણ-મધુર હોવાની, અને વિષયની માંડણી પણ વ્યવસ્થિત અને મુદ્દાસર હોવાની. પણ જે વિષયનું મનન તેમન જેવા બુદ્ધિમાન્ પુરુષે ૪૩ વર્ષ કર્યું તે ગ્રંથ વાચકોની અટકળ કરતાં પણ કેટલો માર્મિક, સુબોધ અને વિષય ગહન છતાં પણ મનમાં પ્રતિબિંબ થાય તેવો થયો છે તેની ખરી કલ્પના ગ્રંથ વાચ્યા શિવાય થશે નહિ. મરાઠી ભાષાપરના લોકમાન્યના અદ્વિતીય પ્રભુત્વની આ ગ્રંથ સાક્ષ છે. આમાં પ્રાચીન સંસ્કૃત ગ્રંથોમાંના અને નીતિ-વિષયક આધુનિક ઇંગ્રેજી ગ્રંથોમાંના સેંકડો ઉતારા પ્રસંગવશાત્ લીધેલા છે. પરંતુ તેના ભાષાંતરની ધાટી એવી મઝાની છે કે ભાષાંતર ભૂલવિનાનું હોઇને પણ ગ્રંથ-કારના મર્મ વાચકોને બરોબર સમજાય એવા સાદા પરંતુ વજનદાર શબ્દોમાં આપેલું છે. તેથી વાચકોનું ચિત્ત પ્રસન્ન થાય છે.

'રહસ્ય' ભરતીનો પ્રવાહ એવો જોરથી વહે છે કે વિકાર-રહિત અંતઃકરણથી ગ્રંથ વાંચનારા વાંચકની મનોનૌકા 'ધૈર્ય અને કર્તવ્ય-નિષ્ઠા'ના મહાસાગરપર આરૂઢ થયા શિવાય રહેતીજ નથી. ઇંગ્રેજી ભાષામાં નીતિશાસ્ત્ર-પર ઉત્તમ પ્રતિના સેંકડો ગ્રંથ છે, પરંતુ તેમાં પ્રદર્શિત કરેલા અનેક વિચારોના યોગે નીતિ-શાસ્ત્રનાં મુખ્ય પ્રમેયોનું સ્પષ્ટીકરણ કેટલું અને કેવું થયું છે એનું સ્વતંત્ર બુદ્ધિથી અને આપણા સર્વમાન્ય ગ્રંથોમાંનાં તત્ત્વના ધોરણથી કરેલું યાથાતથ્ય વિવરણ કોઇ પણ ભાષામાં મળી આવશે નહિ. કૉંટ, બટલર, હ્યૂમ, લૉક, માર્ટીનો, કાન્ત, હેગેલ, મિલ, સ્પેન્સર, હેકેલ, ગ્રીન, સિજિવક વગેરે ઘણાખરા સર્વ પાશ્ચાત્ય ગ્રંથ-કારોના નીતિ-વિષયક મતનું 'રહસ્ય'માં ફક્ત ઉદ્ઘાટનજ છે એમ નથી પરંતુ તેનાપર નિકળનારા આક્ષેપ પણ નિર્દિષ્ટ કરેલા છે. કિંવા ગ્રંથ-કારનો મત સયુક્તિક ઠરાવવા માટે તેની સાથે સદશ થતાં આપણા શાસ્ત્રમાંનાં વચનો યોગ્ય સ્થળે આપેલાં છે. 'રહસ્ય'માં આવી સુંદર રચના નજરે પડે છે. ઉપર આપેલી ગ્રંથા-વલીનું ફક્ત પરિશીલન કરી તેમાંનાં સિદ્ધાંતો કહેવાનું પણ કામ જો કોઇ કરે તો પણ, તેને પણ જબ્બર બુદ્ધિમત્તાનું લક્ષણ માનવામાં આવે, પરંતુ રહસ્યનું વૈશિષ્ટ્ય એટલામાંજ પૂરું થતું નથી.

નીતિ એ ભાવના શું છે એનો વિચાર નિર્દોષ યુક્તિથી 'રહસ્ય'-કારે કર્યો, અને પોતાના સિદ્ધાંત શાસ્ત્રમાંના અને ગીતામાંના સિદ્ધાન્તો સાથે લગારે લગાર મળે છે આવી ખાત્રી થયા પૂછી તેમણે તેની સુંગતિવાર માંડણી કરી દેખાડી. રહસ્યનું આજ મુખ્ય વૈશિષ્ટ્ય છે. સ્વતંત્ર

કલ્પના, નવીન કોટિક્રમ, નવીન રચનાચાતુર્ય, વિદ્વત્તા, વિસ્તૃત ગ્રંથાવલોકન ઇત્યાદિ જે બહુમોલ ગુણોની વાચકને ડગલે ડગલે પ્રતીતિ થાય છે તે ગુણોનો ઉત્કર્ષ એ એક આ રહસ્યનું વિશેષ છે. ગ્રંથકારે વિષયની માંડણી નવીન–તદ્દન નવીન પદ્ધતીથી કરેલી છે અને તે કરવામાં તેમનો અથાગ વ્યાસંગ, પરિશ્રમ અને બુદ્ધિમતા જણાઇ આવે છે, અને તેથી મૂળ સિદ્ધાંત પૂર્વ કરતાં પણ ઉત્તમ રીતે સ્પષ્ટ સિદ્ધ થયો તો તે ગ્રંથ પણ ગ્રંથકર્તાની સ્વતંત્ર બુદ્ધિમતાનું દ્યોતક છે એમજ માનવું જોઇયે. ડાર્બિનના પહેલાં લામાર્ક એરિસ્ટૉટલના ગ્રંથમાં ઉત્ક્રાંતિવાદનો સિદ્ધાંત બીજરૂપે પણ નહોતો એમ નથી; પરંતુ ડાર્વિને તેજ સિદ્ધાંત વ્યાપક રૂપે અને તદ્દન નવીન પ્રમાણોથી સ્પષ્ટ સિદ્ધ કર્યા; એટલા માટે ઉત્ક્રાન્તિના સર્વવ્યાપક નિયમ શોધી કાઢવાનું માન ડાર્બિનનેજ મળ્યું છે અને તેજ યોગ્ય છે. તેથી એરિસ્ટૉટલની યોગ્યતા કોઇ ઓછી લેખતું નથી. આવીજ વાત રહસ્યની છે. 'રહસ્ય' ગ્રંથ ગ્રંથકારની વિશાલ અને સૂક્ષ્મ બુદ્ધિનું ફલ છે, તથાપિ તેને લીધે ભગવદ્દગીતાપર સંસ્કૃત અગર બીજી ભાષામાં પૂર્વે જે ઉત્તમ ગ્રંથ થયેલા છે તેના મહત્વને કાંઇ પણ બાધ આવતો નથી. 'રહસ્ય' માં પાશ્ચાત્ય ગ્રંથકારોના ભિન્ન ભિન્ન મતોનો ઉલ્લેખ કરી તેની યુક્તાયુક્તાનો જે નિર્ણય કર્યો છે તે પણ સર્વોત્કૃષ્ટ સધાયો છે, અને જૂદા જૂદા મતાનો ઉલ્લેખ વિવેચનના પ્રવાહમાં આવ્યો હોવાથી તેનેજ નક્કામું મહત્વ ન મળતાં ગ્રંથકર્તાની પોતાની વિચાર સરણી માત્ર તે યોગે સર્વાંગ સુંદર થઈ છે.

પૂર્વેના સંસ્કૃત અને બીજા ગ્રંથ તથા રહસ્ય, એમાં બીજો ભેદ આવો છે કે, ગીતામાં કર્મ, ઉપાસના, ભક્તિ, પાતંજલ યોગ અને જ્ઞાન આ સર્વ વિષય જોકે પ્રતિપાદ્ય છે તો પણ કર્મનો અર્થાત્ નીતિશાસ્ત્રનો અથવા કાર્યકાર્યવ્યવસ્થા શાસ્ત્રનો સાંગોપાંગ વિચાર રહસ્યપૂર્વકાલીન ગ્રંથમાં નથી. કિંબહુના કર્મ–શાસ્ત્રના વ્યાપક અર્થ તરફ પૂર્વેના ગ્રંથ–કારોયે નજરજ પહોંચાડી નથી. કદાચિત્ તે વખતે નીતિ–સિદ્ધાંતોનો શાસ્ત્રીય પદ્ધતિથી ઉહાપોહ કરવાની તેમને જરૂર લાગી નહિ હોય, પરંતુ અત્યારે તે ઉણપ ભાસવા લાગી. રહસ્યે આ ઉણપ ઉત્તમ રીતે પૂરી અને નીતિ–તત્ત્વનું મૂળ ગ્રંથમાં મોટી ખુબીથી પરંતુ નિશ્ચિતપણે દેખાડેલું છે એમ સિદ્ધ કર્યું. એ રહસ્યનું બીજું એક વિશેષ છે. ગીતામાં ' કર્મ, કર્મ ' આવો જે અનેક વાર ઉલ્લેખ આવે છે, તેનો શ્રૌત–સ્માર્ત કર્મ, અથવા વ્યાવહારિક ઉદ્યોગાવ્યતિરિક્ત ધાર્મિક કર્મો આવો અર્થ પૂર્વકાલીન ગ્રંથકારોયે કરેલો છે. આ અર્થ ભૂલભરેલો છે એમ નથી, પરંતુ સંકુચતિ તો છેજ. અગ્નિહોત્ર, દર્શપૂર્ણ–માસ, સંધ્યાવંદન, જપ–તપ, ગૃહ્ય સંસ્કાર, પંચમહાયજ્ઞ ઇત્યાદિ શારીરિક નહિ અને વ્યાવહારિક પણ નહિ આવાં જે કર્મો, તેટલાંનોજ અંતર્ભાવ ગીતોક્ત ' કર્મ ' શબ્દમાં થાય છે એમ માનવાનું કાંઇ પણ કારણ નથી. એ રહસ્યમાં ઉત્તમ રીતે દેખાડેલું છે, ગીતા–રહસ્ય ગ્રંથ એક બે દિવસના સામાન્ય અને ઉતાવળીયા વિચારથી લખાયેલ નથી. ૧૮૮૨ ની સાલમાં લોકમાન્યે ગીતાપર વિચાર કરવાની શરૂઆત કરી, અને તે વિચારોની સાધારણ રૂપ–રેષા ૧૮૯૨ માં એટલે તે મધ્ભી વીસ વર્ષે નિશ્ચિત થઇ એમ કહેવાને હરકત નથી.

## સાંક્ષિપ્ત ગીતારહસ્ય.

# સુખ–દુઃખ અને નીતિકલ્પના.

ગીતામાં કર્મમાર્ગજ મુખ્યત્વે કરીને પ્રતિપાદ્ય છે આમ ઠરે, તો એક પ્રશ્ન એવો સહજ ઉભો થાય છે કે, કર્માચરણનો હેતુ શો હોવો જોઇએ. તો તેનો ઉત્તર એવો આપી શકાય કે; દેહસ્વાસ્થ્યને માટે કર્મ અર્થાત્ ક્રિયા આવશ્યક છે; તેમજ અજ્ઞાની જીવોના વ્યાપારપરથી જોતાં એવું જણાઇ આવે છે કે, તેમના પ્રયત્ન સુખ માટે કિંવા દુઃખનિરસનાર્થ, દુઃખ–પ્રતિબંધાર્થ તો હોય છે; એટલા માટે સુખ એ શી ચીજ છે એ પણ તાત્ત્વિકમાર્ગી લોકોને જોવું પડે છે, સુખ અર્થાત્ દુઃખનો અભાવ, એજ એક સ્વતંત્ર સંવેદના, આવી ઘણાની સમજણ હોય છે અને તેને માટે કેટલાક સંસ્કૃત વાક્યોનો આધાર પણ મળી આવે છે. પરંતુ એ સમજણ ભૂલભરેલી છે. દુઃખ એ જેવી સ્વતંત્ર સંવેદના છે તેવી સુખ એ પણ એક સ્વતંત્ર સવે-દનાજ છે. તેના મૂળમાં દુઃખનો કિંવા તૃષ્ણાનો પ્રાગભાવ હોવોજ જોઇએ એમ નથી. આ એક અત્યંત મહત્ત્વની વાત રહસ્યમાં ઘણાજ માર્મિકપણાથી સિદ્ધ કરેલી છે; અને તેને માટે ગીતાનો આધાર પણ આધાર આપેલો છે. "इंद्रियस्येंद्रियस्यार्थे रागद्वेषौ व्यवस्थितौ। ઇંદ્રિયો અને તેના વિષયોમાંના પ્રીતિ અને દ્વેષ એ બન્નેયે મૂળનાજ સ્વતંત્રસિદ્ધ છે—અને ગીતા. ૧૩. ૬; ૧૪. ૬, ૭; આ શ્લોકપરથી પણ સુખ અને દુઃખ એ બન્ને એકમેકની પ્રતિયોગી પણ જૂદી જૂદી બે વૃત્તિ ભગવદ્‌ગીતામાં માનેલી છે એ સ્પષ્ટ થાય છે." સુખ–દુઃખમાં શારીરિક અને

માનસિક એવા બે ભેદ છે. એમ શારીરિક સુખ કેટલાંક પ્રમાણમાં શરીરધારણ માટે આવશ્યક હોય, તો પણ એકંદરે શારીરિક સુખ કરતાં માનસિક સુખજ શ્રેષ્ઠ છે. સુખ શારીરિક હો કિંવા માનસિક હો—બન્ને પ્રકારનાં સુખ નાશવંત છે. આનેજ આધિભૌતિક સુખ કહે છે. આધિભૌતિક સુખની ઇચ્છા રાખવી યોગ્ય કે અયોગ્ય એ સંબંધમાં રહસ્યકારનો મત એવો છે કે, ઐહિક સુખની ઇચ્છા રાખવામાં હરકત નથી; પરંતુ તે અનાવર ન થવી જોઇએ. "ઐહિક સુખ પાછળજ ધડપછાડ કરનારા પુરુષની સંપત્તિને ગીતામાં 'આસુરી સંપત્' આવું નામ આપેલું છે. ચાતુર્વર્ણ્યથી બંધાયેલા સમાજમાં બ્રાહ્મણો જ્ઞાનની, ક્ષત્રિયો ઐશ્વર્યની અને વૈશ્યો ધન-ધાન્યની ઇચ્છા છોડી દે તો સમાજ જલદીથી અધોગતિને પામે." ઐહિક સુખ કરતાં શાશ્વત એવું જે આત્યંતિક સુખ તે અનંતગણું શ્રેષ્ઠ છે. તેના કરતાં વરિષ્ઠ એવું સુખજ નથી; માટેજ તેને આત્યંતિક સુખ કહે છે. મનુષ્યનું ઉચ્ચતમ ધ્યેય અને પ્રાપ્તવ્ય તેનું સર્વસ્વ આત્મસુખજ છે. આત્માનંદની યથોચિત કલ્પના ઘણાઓને હોવી સંભવનીય નથી; તો પછી તેના અનુભવની તો વાતજ પૂછવી નહિ. એટલા માટે નીતિકલ્પનાની ઉત્પત્તિ સંબંધમાં ઉપપત્તિ આપતાં ઘણા પાશ્ચાત્ય પંડિતોએ આધિભૌતિક સુખનેજ નીતિકલ્પનાનો ઉદ્દગમ માનેલો છે. પણ એ ઉપપત્તિ ભૂલભરેલી છે, એ રહસ્યમાં આધિભૌતિક સુખવાદ-પ્રકરણમાં બતાવેલું છે. અને સદસદ્વિવેકબુદ્ધિથીજ નૈતિક ભાવનાની શરૂઆત થાય છે એમ જે માર્ટીનો, બટલર વગેરે ગ્રંથકારોએ લખેલું છે, તે સંબંધમાં રહસ્યકારે એવો યુક્તિવાદ કરેલો છે કે, "મનુષ્યનું

મન કિંવા બુદ્ધિ એ સર્વ કાળમાં, સર્વ કામમાં એકજ છે. ...મનની જે સ્વાભાવિક શક્તિ છે, તે છોડી સદસદ્વિચારશક્તિ એવી એક જૂદીજ સ્વતંત્ર શક્તિ માનવાની કાંઇ જરૂર નથી,. આવું પાશ્ચાત્ય આધિભૌતિકવાદીઓએજ ઠરાવેલું છે. અને અમારા પ્રાચીન શાસ્ત્રકારોનો એ સંબંધનો આખરનો નિર્ણય પણ તેજ છે." પ્રાચીન શાસ્ત્રકારોનો આ મત રહસ્યકારે આધુનિક પંડિતોને સમજાય એવી ભાષામાં દેખાડેલો છે. રહસ્યકાર કહે છે, "વ્યવસાયાત્મક બુદ્ધિ શુદ્ધ થવા માટે......સર્વ મનુષ્યમાં એકજ આત્મા છે આ તત્ત્વ તેમનામાં ઠસી જવું જોઇએ. એનેજ આત્મનિષ્ઠ બુદ્ધિ કહે છે. બુદ્ધિ આત્મનિષ્ઠ થઇ, અને **મનોનિગ્રહથી** મન અને ઇંદ્રિયો તેના તાબામાં વર્તતાં શીખી એટલે.........સાહજિક રીતેજ દેહેંદ્રિયોની પ્રવૃત્તિ સાત્ત્વિક કૃત્યો તરફ થાય છે. એજ સર્વ સદાચરણનું મૂળ છે."

## કર્મ—ફલત્યાગ અને સંન્યાસ.

આ પ્રમાણે નીતિનો વાસ્તવિક ઉગમ અધ્યાત્મ ઠર્યો તો પણ બીજા એક મહત્ત્વના પ્રશ્નનો ઉત્તર આપવો પડે છે. અમને આધિભૌતિક સુખજ જોઇએ, અમને તમારા અધ્યાત્મની કે આત્મસુખની જરૂર નથી. આમ સ્પષ્ટ નહિ તો પર્યાયે કહેનારાની સંખ્યા મોટી છે. એવા લોકોને "શાણો સ્વાર્થ એજ નીતિની કસોટી છે. તે કરતાં પણ ઉચ્ચ વિચારોથી પ્રેરિત થયેલો જે વર્ગ છે તેને માટે સર્વોપયુક્તતા આજ ધ્યેય ઉત્તમ છે. ઉપયુક્તતાવાદી લોકો કરતાં પણ જેમનો દર્જો વધારે છે તેમને 'ન્યાય, પ્રેમ,

દયા વગેરે મનોવૃત્તિઓનો પોતાનાં આચરણમાં વિકાસ થવો એજ નીતિનો વિજય છે એમ સ્વાભાવિકપણે લાગવાનુંજ. એવંચ કોઇ પણ વર્ગ હ્યો. નીતિની જરૂરજ નથી આમ ઉઘાડી રીતે હઠ પકડી બેસનારો વર્ગ તમને મળી આવશે નહિ. સદાચરણની આવશ્યકતા આ પ્રમાણે સિદ્ધ થાય છે. તથાપિ સદાચરણ કરતાં છતાં પણ કર્મનું બંધકત્વ દૂર થતું નથી. દુરાચરણથી બંધ થાય છે તો થાય છે, પણ નીત્યાચરણથી સુદ્ધાં બંધન થાય છે. તે સુખાવહ હોય છે એ વાત જૂદી. ભ્રમરને બંધ સુવાસિક અને મધુરરસપૂર્ણ એવા કમલનો ખરોઃ પરંતુ કમલનો હોય તોપણ તે બંધ તે બંધજ. તે પ્રમાણે સત્કર્મથી સુખ થાય તો પણ, તે કાયમનું ન હોવાથી નશ્વર સુખ એ પણ બંધનજ છે એમ ઠરે છે. સત્કર્માચરણથી બંધન થાય નહિ, પણ તે સત્કર્મ સ્વાભાવિકપણે થવાં જોઇએ, અર્થાત્ સત્કર્મ કરવાં એ સ્વભાવજ બનવો જોઇએ. એવો સ્વભાવ થાય તેટલા માટે ફ્લાસક્તિ છોડવી જોઇએ, આજ કર્મયોગનું રહસ્ય છે. ફ્લાસક્તિ છોડી કર્મ કરવાં એનેજ સંગરહિત કર્મ કહે છે. ગીતોક્ત સંન્યાસ તે આજ. કર્મનો સ્વરૂપતઃ ત્યાગ, એનું નામ સંન્યાસ; એવું ગીતાના મતે પણ ઠરતું નથી. સંન્યાસમાર્ગીઓના અકર્મવાદનું અગર તેમના કર્મત્યાગનું ખંડન ન કરીયે, તો પણ કર્મયોગને સર્વતોપરિ સિદ્ધ ઠરાવતાં પહેલાં એક બાબતનો નિકાલ થવો જોઇએ. તે એ કે, કર્મનો સ્વરૂપતઃ ત્યાગ કેમ ન કરવો? સત્કર્મથી જો બંધ થાય છે અને તે 'ફ્લાભિસંધિ' અર્થાત્ ફ્લની આશાથી થતો હોય તો, કર્મ કરો અને ફ્લાશાનો ત્યાગ કરો આવો દ્રાવિડી પ્રાણાયામ શા માટે? વીંછીનો

ડંખ તોડી તેને પાસે રાખવા કરતાં, તે વીંછીયે નહિ અને ડંખે નહિ એમ કેમ કરવું નહિ? ફલાશા છોડી કર્મ કરવા કરતાં, કર્મજ ન કરવાં એ અધિક શ્રેષ્ઠ નથી શું? કર્મત્યાગવાદીઓની વિચારસરણી આવી રીતની હોય છે. આ ભૂલભરેલી વિચારસરણીને 'ગીતા-રહસ્ય'માં ચોખ્ખો ઉત્તર આપ્યો છે. રહસ્યકાર કહે છે:—"દુનિયામાં કર્મનો વ્યવહાર કદી પણ બંધ પડતો નથી. મનુષ્ય પ્રકૃતિના વ્યાપારમાં આસક્ત થતો હોવાથી સુખદુ:ખભાગી થાય છે, પણ એ આસક્તબુદ્ધિ દૂર કરી "गुणा गुणेषु वर्तन्ते" આવી ભાવનાથી સર્વ વ્યવહાર કર્યાં પછી અસંતોષનું લગારે દુ:ખ બાકી રહેતું નથી. જો કે આપણે જોઇએ છીયે કે, ઇંદ્રિયોમા સ્વભાવસિદ્ધ વ્યાપાર છુટતા નથી; પરંતુ, સર્વ કર્મ, ઇચ્છા કિંવા અસંતોષ નષ્ટ કરવાના દુરાગ્રહમાં ન પડતાં મનોનિગ્રહથી ફલાશા છોડી લોકોપયોગાર્થ કર્મ શાસ્ત્રોક્ત રીતીયે કરવાં એજ શાણપણનો માર્ગ ઠરે છે. કર્મનો 'શ્રૌત-સ્માર્ત' કર્મ આવો જે સંકુચિત અર્થ સમજવામાં આવે છે, તેને લીધે ગીતામાંના કર્મયોગના વિવેચન તરફ, આધુનિક પદ્ધતીથી શિખેલા વિદ્વાનોનું લક્ષ ગયું નથી. કેટલાક વિદ્વાનોના લક્ષમાં તેનો મર્મ થોડો ઘણો આવ્યો છે, પરંતુ તે બદ્દલ સોપપત્તિક ચર્ચા થઇ નથી. કર્મશાસ્ત્રની ઉપપત્તિ ગીતાને આધારે અને અર્વાચીન ચિકિત્સાપદ્ધતીના અનુરોધથી, હાલના કાળમાં સર્વને સમજાય એવી સુબોધ અને પ્રૌઢ ભાષામાં કહેનારો ગ્રંથ એક 'ગીતા-રહસ્ય' જ છે. ભારવિ કવીની "पूर्वापरौ तोयनिधावगाह्य" ઉક્તિ પ્રમાણે જેણે પૌરસ્ત્ય અને પાશ્ચાત્ય એમ બન્ને તત્ત્વજ્ઞાનમાં પારંગતતા મેળવી અને આજન્મ

નિષ્કામ કર્મયોગનુંજ આચરણ કર્યું, તે સત્પુરુષ કરતાં આવે અમૌલિક ગ્રંથ લખવાને વધારે યોગ્ય અધિકારી કોણ મળવાનો? અગ્નિ સરખો તેજસ્વી હીરો હોય, તો પણ તે બાળકોની રમત, યુવતિજનોનો અલંકાર, વ્યાપારીઓનું દ્રવ્ય અને સંસારી મનુષ્યની જીંદગીરૂપ થાય છે; તે પ્રમાણેજ ગીતાની સ્થિતિ થઇ છે. મીમાંસક તેને કર્મકાંડપ્રતિપાદક કહે છે; હઠયોગીઓને તેમાં ફક્ત યોગજ જણાય છે; ઉપાસકોને તે ભક્તિપ્રધાન ભાસે છે; કર્મવિમુખ સંન્યાસીઓને તેમાં કર્મનો નિષેધ અને બ્રહ્મજ્ઞાનની મહતી આ શિવાય કાંઇ મળતુંજ નથી; આવી સ્થિતિ થઇ છે.

કર્મ, જ્ઞાન, ઉપાસના વગેરે સર્વ પ્રતિપાદ્ય વિષયોનું ગીતામાં વિવેચન છે. પરંતુ તે બધાં સ્વતંત્ર પ્રકરણ છે; તેમનો એકમેક સાથે કાંઇ સંબંધ નથી એમ કોઇ પણ કહેતું નથી. પરંતુ તેમાં મુખ્ય પ્રતિપાદ્ય વિષય કયો એ પ્રશ્ન ઉભો થાય છે. આ પ્રશ્નનો નિકાલ થોડામાંજ થાય છે. તે આમ કે, ગીતા શા માટે કહી? અર્જુનનો શોકમોહ દૂર કરી તેને યુદ્ધમાં પ્રવૃત્ત કરવા માટે. હવે અર્જુનને જીવનું અને યુદ્ધને કર્મનું ઉપલક્ષણ માનીયે તો પણ મનુષ્યે જ્ઞાનના યોગે શોક–મોહનો નિરાસ કરી કર્મપ્રવૃત્ત થવું આટલા માટેજ ગીતા કહી છે એમ ઠરે છે: મનુષ્યે સંપાદન કરવું જ્ઞાન અને કરવું કર્મ. આવો ગીતાનો અભિપ્રાય. પરંતુ કર્મત્યાગનો આગ્રહ રાખનારા કેટલાક લોકોને ગીતાનો આ આશયજ પસંદ નથી. તેઓએ શ્રીમચ્છંકરાચાર્ય પોતાના કર્મત્યાગવાદને અનુકૂલ છે, આવી બખાળા કરી પોતાના આગ્રહી મત માટે લોકોની

સહાનુભૂતિ મેળવવાનો ઉપક્રમ ચલાવેલો છે. તો તે૫ર તટસ્થ લોકોએ એટલુંજ જોવું કે, ગીતા સાંભળી અર્જુન કર્મત્યાગી થયો કે કર્મપ્રવણ થયો. આનો નિર્ણય 'કર્મપ્રવણ થયો' આવોજ થશે. પરંતુ આ સામે 'પ્રતિપક્ષ' પક્ષ ફરી કહે છે કે, આ બધી ખટપટ અર્જુન પુરતી. જેઓ બડા જ્ઞાની (?) છે, જે ચીપીયા–લોટા લઈ લંગોટા મારી અને નૈવેદ્ય ખાઇ 'ગુરુ બાજી' ચલાવે છે તેમને માત્ર આ વાત લાગૂ થતી નથી. અસ્તુ. આ વાત બાજુએ રાખી, જે વાત કબૂલ છે, તેજ જોતાં એમ જણાશે કે, કર્મશાસ્ત્રનાં જે પ્રમેગો ગીતામાં મળી આવે છે, તેપરથી કર્મનો નિર્ણય ઠરાવવાની અને તેથી પાપ ન લાગવા દેવાની યુક્તિ શી હોવી જોઇએ એનો નિશ્ચય કરી શકાય છે, અને તે **કેમ કરવો** તે રહસ્યમાં દેખાડેલું છે. સંસારમાં મનુષ્ય અનેક પ્રસંગે ગોટાળામાં પડે છે. તેની અક્કલ ગુમ થઇ જાય છે. આ કરવું કે તે કરવું આવા સંશયમાં પડે છે. પ્રાણુપર આવી પડતાં જુઠું બોલવુ કે ન બોલવું? દુકાળમાં ખાવા ન મળે તો ચોરી સુદ્ધાં કરવી કે કેમ, કિંવા નિષિદ્ધ માનેલ અન્ન ખાઇ પ્રાણ ધારણ કરવા કે નહિ? સ્ત્રીપર શસ્ત્ર ઉગામવાં નહિ, પરંતુ તે જો આપણો જીવજ લેવા માંડે અને તેને માર્યા શિવાય જીવ બચાવવાનું બીજું સાધન ન હોય તો સ્ત્રી–વધ પણ કરવો કે કેમ? શત્રુસમુદાયમાં પેસી તેનો વિશ્વાસ મેળવી તેના દારૂગોળાંનો નાશ કરવો કિંવા તેની યુક્તિઓ અને વિચારો પોતાના દેશના રાજાને જણાવવાં આ કૃત્ય વિશ્વાસઘાતનું કહેવાય કે કેમ? ગુરુજનની આજ્ઞા શિરસામાન્ય કરવી આવી આજ્ઞા છતાં યાજ્ઞવલ્કયે પોતાના ગુરુ સાથે

વાદવિવાદ કેમ કર્યો ? બ્રાહ્મણે યુદ્ધ કરવું નહિ, આમ છે છતાં હાલમાં બ્રાહ્મણોએ પણ લશ્કરી નોકરી કરવી એમ કહે છે તે શાં માટે? વગેરે હજારો સંશય ઘણાઓના મનમાં ઉભા થાય છે; પરંતુ તેનું યથાયોગ્ય નિરાકરણ કરનારા વિદ્વાન્ ઘણાજ થોડા મળી આવે છે. આ સંશય દૂર કરવાની જે યુક્તિ તેજ કાર્યાકાર્યવ્યવસ્થાનું શાસ્ત્ર. આ શાસ્ત્રની ગુરુ-કુંચી ગીતામાં છે. અને તેને લીધે શાસ્ત્રને પ્રામાણ્ય કેમ મળે છે એ પણ કહ્યું છે. ગીતાનો અભિપ્રાય એવો છે કે, ખરૂં કર્તવ્ય ઓળખવાને દૃષ્ટિ ભૂલ વિનાની અને સહજ મળે આવી ઇચ્છા હોય તો બુદ્ધિ શુદ્ધ કરી તે આત્મનિષ્ઠ કરવી જોઇએ. આટલોજ તેનો ખરો ઉપાય છે. ત્યારે બુદ્ધિ શુદ્ધ અર્થાત્ સ્થિર કેમ કરવી અને 'આત્મા' એ શું છે આવો પ્રશ્ન આવ્યોજ. આ પ્રમાણે ચિત્તશુદ્ધિકારક કર્મ, ધ્યાનયોગ અને અધ્યાત્મ વગેરેનું વિવરણ ગીતામાં પ્રસંગાનુસાર આવ્યું છે. ગલિતાવયવ વૃદ્ધો કિંવા ઉદ્યોગ વિનાના લોક વેદાંત સાંભળતા કાળ ગુમાવે છે. આવા લોકોના મેળામાંનો અર્જુન નહોતો. અને ભગવતે પણ સાંખ્ય, ક્ષેત્રક્ષેત્રજ્ઞયોગ, પુરુષોત્તમયોગ, 'કર્મસંન્યાસ' વગેરે પ્રકરણમાંનું જ્ઞાન અર્જુને કર્મવિમુખ થવું અથવા જ્ઞાની થવા માટે લોકસંગ્રહકારક કર્મ છોડી દેવાં એટલા સારૂ તેને કહ્યું નથી. અર્જુનને જ્ઞાન કહ્યું, પણ તે કર્મનું બંધકત્વ દૂર થવા માટે. અર્જુને કર્મનો ત્યાગ કરવો આવાં અર્થનો એક પણ શબ્દ ભગવંતના મુખમાંથી નિકળ્યો નથી. કર્મમાં જે બંધકત્વ છે, તે કાંઇ ક્રિયામાં કે શરીરના વ્યાપારમાં નથી. એકલી કૃતિ કોઇને પણ બંધન કરી શકતી નથી. પણ તે કૃતિના મૂળમાં કર્તાની

જે બુદ્ધિ હોય છે, તે અશુદ્ધ થઈ કે કર્મ-બંધન ઉત્પન્ન થયુંજ. વાસનાત્મક બુદ્ધિ શુભ અને અશુભ આવા બે પ્રકારની હોઇ શકે; અને આ શુભાશુભ બુદ્ધિને લીધેજ પુણ્ય અને પાપ આવાં ફલો ઉત્પન્ન થાય છે. બુદ્ધિ સંસ્કારથી શુદ્ધ થઇ કે આત્મનિષ્ઠ થાય છે; અને આત્મનિષ્ઠ થઇ એટલે શુદ્ધ રહે છે. આવી રીતે શુદ્ધ બુદ્ધિથી પ્રેરિત થયેલાં કૃત્યથી સારૂં-ખોટું બંધનજ ઉત્પન્ન થતું નથી; અને મનુષ્ય કર્મબંધનમાંથી છૂટે છે. આ સવિસ્તર વિવેચન 'રહસ્ય'માં કર્મવિપાક, આત્મસ્વાતંત્ર્ય અને બીજાં પ્રકરણોમાં વ્યવસ્થિત રીતે કરેલું છે.

## નિષ્કામ કર્મ અથવા સ્વાર્થત્યાગ.

આપણે અહીંયાં ઘણાજ જુના કાળથી સંન્યાસ નામનો એક આશ્રમ છે. આ આશ્રમનો વિપર્યાસ બૌદ્ધોના સમયમાં થયો. શ્રીમત્ શંકરાચાર્યે તે આશ્રમનું પુનરુજ્જીવન કર્યું, પણ વૈદિક સંન્યાસાશ્રમમાં અંતર્ભૂત ન થયેલા સંન્યાસી અને સાધુ, વેરાગી, ગોસાંઇ, તાપસી, ગુરુમહારાજ વગેરે પૂજ્ય નામ ધારણ કરનારા ખુશાલચંદોએ આચાર્યના પુનરુજ્જીવનને લીધે ઉત્પન્ન થયેલી અનુકૂલ પરિસ્થિતિનો સારો ફાયદો લીધો. કર્મમાર્ગને વિરોધ કરનારી આજ ટોળી. શ્રીમચ્છંકરાચાર્યનો વિરોધ અહંભાવનાથી કરેલાં કર્મ સાથે અને કામ્ય કર્મ સાથે છે. નિષ્કામ કર્મ સાથે આચાર્યનો લગારે વિરોધ નથી. આમ છતાં આશ્ચર્ય થાય છે કે, અકર્મવાદનું ધતીંગ આચાર્યના પવિત્ર નામ નીચે કેવી રીતે આજસુધી ટક્યું! અસ્તુ. અત્યારે કાળ બદલાયો છે. ગીતાના અર્થ સંબંધમાં જુની

ગેરસમજો ફરી ઉત્પન્ન થવી શક્ય નથી. અને ગીતામાં કર્મ, ઉપાસના અને જ્ઞાન આવા ત્રણ મોક્ષ માર્ગ છે, આમ જો હોય તોપણ તે ત્રણેનો એકમેક સાથે બિલકુલ સંબંધ નથી, એમ સમજવાનું કાંઇ કારણ નથી. જેને જ્ઞાન થયું તે ઉપાસના કરવાનો નહિ કિંવા તેણે ઉપાસના અને કર્મ કરવાંજ નહિ આમ કહેવું ભૂલભરેલું છે. ભક્તિ અને અનુભવજ્ઞાન ભિન્ન નથી, એકજ છે. જ્ઞાન અને અનન્યભક્તિથી પ્રાપ્ત થનારી સ્થિતિ પણ એકજ છે. તેમ ભગવંત પણ એમ કહેતા નથી કે, ખરા જ્ઞાની અને ખરા ભક્તમાં ભેદ છે. ગીતામાં 'સ્થિતપ્રજ્ઞ' (જ્ઞાની) અને ભક્તનાં જે લક્ષણ આપ્યાં છે તે સરખાંજ છે. અર્થાત્ જે જ્ઞાની તેજ ભક્ત અને ભક્ત તેજ જ્ઞાની. હવે રહ્યું ફક્ત કર્મ. તે માત્ર પંડિતંમન્ય લોકોએ ભોળા અને અજ્ઞાની લોકોને સોંપી દેવું. પરંતુ ભોળા અને અજ્ઞાનીઓએજ કર્મ કરવાં એમ નથી. કર્મ તો સર્વેએજ કરવાં જોઇએ. કારણ તે કોઇને છૂટતાં નથી. કર્મ એટલે શ્રૌત કર્મ, પંચ મહાયજ્ઞ, દેવપૂજા, વ્રતોપવાસ એટલોજ અર્થ નથી. કર્મ એટલે ઇશ્વરભક્તિ અને લોકોન્નતિકારક કોઇ પણ કૃત્ય. (भूतभावोद्भवकरः विसर्गः कर्मसंज्ञितः) જ્યાં સુધી શરીરમાં શક્તિ છે ત્યાંસુધી દરેકે લોકોપકારક કર્મ કરવાંજ જોઇએ; અને તે પણ સ્વાર્થબુદ્ધિ ન રાખતાં કરવાં જોઇએ; આજ ભગવદ્ગીતાની મુખ્ય શિખામણ છે. કુટુંબપોષણ અને લોકોપકારમાં કયારેક કયારેક વિરોધ ભાસે છે. પરંતુ તે વિરોધ અપરિહાર્ય નથી. **તેટલામાટે રહસ્ય-કારની એટલી અપેક્ષા છે કે ખોટી ખોટી કુશંકાઓ ઉપસ્થિત કરી લોકકાર્યનો વિઘાત 'કરવો' નહિ.**

જ્ઞાની હો અજ્ઞાની હો, ગૃહસ્થ હો કે સંન્યાસી હો, જાતિભેદને વ્હાનારો હો કે ન હો; શરીરમાં તાકાદ છે ત્યાં સુધી દરેકે લોકોપકારક કર્મ યથાશક્તિ કરવાંજ જોઇએ; આવો ગીતાનો ઉપદેશ છે;—નહિરે આજ્ઞા છે. આ આજ્ઞા તોડવાને કોઇ પણ કારણ ચાલી શકતું નથી. England expects every man to do his duty આ અંતઃકરણને ખળભળાવી નાંખનારા વાક્યમાં ઈંગ્લંડના વૈભવનું અને કર્તૃત્વશક્તિનું સર્વસ્વ ભરેલું છે. ઇંગ્લંડે જે એક વાતનો નિર્ધાર કરેલો છે તે બાબત અર્થાત્ ભગવદ્ગીતા પ્રમાણે કર્તવ્યજાગૃતી રાખવી એ છે.

स्वे स्वे कर्मण्यभिरतः संसिद्धिं लभते नरः ॥
यतः प्रवृत्तिर्भूतानां तेन सर्वमिदं ततम् ॥
स्वकर्मणा तमभ्यर्च्य सिद्धिं विंदति मानवः ॥

આવી ગીતાએ જે દાંડી પીટી, તે ઇંગ્લંડના હૃદયમાં પૂર્ણ પ્રતિબિંબિત થઇ છે અને તેનુંજ પરિણામ ઇંગ્લંડનું શ્રેષ્ઠત્વ છે. હાથ–પગ થાકયા, શરીરે કરચલીઓ પડી, ઉઠવા બેસવાની શક્તિ જતી રહી, આવી વિકલ પરિસ્થિતિમાં ભગવદ્ગીતાનો ઘણો ઉપયોગ નથી. ગીતા ધૈર્યશાલી, હિંમતવાન્ અને નિશ્ચયી લોકોમાટે છે. ગીતાના ઉપદેશ પ્રમાણે અભ્યાસ કરનારાને મોક્ષ તો મળે તો મળેજ; પણ ધૈર્ય વગેરે ગુણો સાથે ઐહિક ઐશ્વર્યનો લાભ અને પરોપકારનું શ્રેય પણ મળે. દુઃખનો પરિહાર કરવા માટે પ્રયત્ન કરવો, પરંતુ કલેશ શાંતપણે સહન કરવાં. ગમે તેમ થાય પણ ભય અને ચિંતાને સ્થાન આપવું નહિ. કલેશથી બ્હીવું એ બ્હીકણબિલાડીનું કામ; આ કરતાં વધારે ઉપદેશ તે કયો? સંકટો શાંતપણે સહન કરવાથી

સામર્થ્ય આવે છે આ ગુરુકુંચી પ્રથમ ગીતાએજ સુલભ કરેલી છે. " यं हि न व्यथयंत्येते सोऽमृतत्वाय कल्पते " આજ મહત્ત્વના તત્ત્વનો અનુવાદ એક લૅટિન કવિએ આ પ્રમાણે કરેલો છે:—Vincenda est omnis fortuna ferendo અર્થાત્—દુર્દૈવે પ્રાપ્ત થયેલાં ક્લેશ સહન કરવાથીજ દુર્દૈવપર વિજય મેળવી શકાય છે.

તરુણ બાંધવો, સુવિચારી સજ્જનો! રોતડાપણું છોડો અને કર્તવ્યતત્પર થાઓ આવી ઇચ્છા ઈશ્વરે ગીતાદ્વારા પ્રકટ કરેલી છે. તેને અનુસરીને કર્તવ્ય ઠરાવો, અને યશાપયશની ફીકર ન રાખતાં ઈશ્વરના વચનપર દૃઢ વિશ્વાસ રાખી કર્તવ્ય કરવામાં કસર કરો નહિ. આ સર્વ જગત્ચક્ર તેજ ચલાવે છે, માટે કર્તવ્યતત્પર ભક્તની સદિચ્છા પૂર્ણ કર્યા શિવાય તે કદી પણ રહેશે નહિ; આવી " यत्र योगेश्वरः कृष्णो यत्र पार्थो धनुर्धरः । तत्र श्रीर्विजयो भूतिर्ध्रुवा नीतिर्मतिर्मम ॥ " આ આશીર્વાદપરથી ખાત્રી થશે.

આજ 'ગીતા–રહસ્ય'નું રહસ્ય છે.



## ઘર, છાપખાનું, ઑફિસ અને લાઇબ્રેરી.

લો૦ તિલકનું ઘર—વાડો નારાયણુ પેંઠમાં આવેલું છે, અને તે ગાયકવાડ વાડાના નામે પ્રસિદ્ધ છે. આ વાડો તિલકે ૧૯૦૪ની સાલમાં શ્રીમંત સયાજીરાવ મહારાજ ગાયકવાડ પાસેથી આશરે સાડા પંદર હજાર રૂપીયામાં વેચાતો લીધો છે. આ વાડાનું ક્ષેત્રફળ આશરે સવા એકર છે અને એનાં જેટલો વિસ્તૃત વાડો પુનામાં ક્વચિતજ છે. આ વાડો પેશવાઈના સમયનો હોવાથી અને તે વખતે તેનું મહત્ત્વ પણુ વિશેષ હોવાથી તેની રચના અને ધાટી તે કાલને શોભતી હતી. તિલકે આ વાડો લીધો તે વખતે તે ભાંગીતુટી અવસ્થામાં આવેલો હોવાથી ફક્ત સમારકામ કરી કેટલોક ભાગ તેવોને તેવોજ રાખેલો છે, અને કેટલોક ભાગ તદ્દન ઉતારી નાંખી ફરી નવો બાંધેલો છે. આ નવો બાંધેલો ભાગ એ તેમની રહેવાની જગા છે. આ જગા, આગળના મોટા દરવાજામાંથી અંદર પેઠા પછી ડાબા હાથે જે બીજો નાનો દરવાજો જણાય છે તેની અંદર છે. આ ઇમારત તેમણે પાયો કાયમ રાખી આખી નવી બાંધેલી છે અને તેને માટે તેમને આશરે આઠ હજાર રૂપીયા ખર્ચ થયું. આ ઇમારત બે મજલાની છે. નીચેની જગામાં જમવા—ખાવાની સગવડ કરેલી છે. અને ઉપર બે મોટાં દિવાનખાનાં કરેલાં હોઇ, એકમાં તેમની સુવાની સગવડ છે, અને એકમાં તેમની હમેશની બેઠક હોય છે. આ બેઠકની જગા આગળથી તે બહારના સરીયામ રસ્તાપરના બે મજલાના મકાનમાં, 'કેસરી' અને 'મરાઠા' પત્રના સંપાદકને બેસવા માટે જે ઓરડીઓ આપેલી છે

ત્યાંસુધી અંદરના દરવાજા ઉપર એક પૂલ કરેલો છે. અને તેથી પ્રસંગ વિશેષે તેમને સંપાદકનું કામ હોય, અગર સંપાદકને તેમનું કામ હોય તો જવું આવવું સુલભ થયું છે. રહેવાની જગાથી ઉત્તર તરફ કિંવા સંપાદકના સ્થાનને લગતી પૂર્વ તરફની બાજુએ આશરે હજાર લોક બેસી શકે એવું મોટું એક દિવાનખાનું છે અને તેમાં તેમણે મોટી લાયબ્રેરી રાખેલી છે. રસ્તાપરનો મોટો દરવાજો ઘણોજ ઉંચો હોવાથી તેપરનું દિવાનખાનું પણ ઘણુંજ ઉંચું છે; અર્થાત્ પાસેના મકાન કરતાં એ જગા સરાસરી અઢી ગણી ઉંચી છે. આ ઉંચાઇપરથી તે જગાને નાનાં છોકરાંઓની કહેવતપરથી 'અડચાવા મજલા' આવું નામ પડેલું છે. આ અડચાવામજલાના હોલમાં કૈ. પ્રો. શ્રીધર ગણેશ જિનસીવાળાના સ્મરણાર્થ તેમની મોટી છબી મૂકેલી છે અને ત્યાં તેમની લાઇબ્રેરી રાખેલી છે. સંપાદકની ઓરડી નીચેની જગ્યામાં જૂદાં જૂદાં સરકારી ખાતાંઓના આવેલા રીપોર્ટ *

---

* 1 Abkari; 2 Administration; 3 Agriculture; 4 Archœology; 5 Blue Books; 6 Census; 7 Commissions; 8 Congress (Indian National Congress) Reports; 9 Cotton Duties; 10 Crop Experiment & Horticultural Gardens; 11 Customs; 12 Deccan Agricultural Relief Act; 13 Education; 14 Factories; 15 Finance; 16 Forest; 17 Government Gazettes (India and Bombay); 18 Income tax; 19 Irrigation; 20 Jails; 21 Land Records and Agriculture; 22 Local Boards; 23 Lunatic Asylum; 24 Medical Department; 25 Municipalities; 26 Native States (Annual Reports &c.) 27 Opium; 28 Plague; 29

અને વર્તમાન પત્રોની તથા માસિક પુસ્તકોની ફાઇલો વગેરે રાખવાની સગવડ કરેલી છે. આ તો મોટા દરવાજાની એક બાજુની વ્યવસ્થા થઇ. બીજી બાજુનો ભાગ આ બાજુના ભાગ જેવોજ છે પરંતુ તે એકમજલી છે; અને તેઆં દરવાજાની લગોલગજ કેસરી–મરાઠાના વ્યવસ્થાપકની ઑફિસ છે. અને તેની જોડે 'ડિસપેચિંગ ઑફિસ' અથવા વર્તમાનપત્રો રવાના કરવાં અને તે સંબંધી બીજા કામો કરવાની ઑફિસ છે અને તેમાં કારકૂન, સીપાઇ વગેરેઓને બેસવાની સવડ કરેલી છે. એને જોડીનેજ છાપખાનું રાખેલું છે; અને તેમાં ઇંગ્રેજી–મરાઠી કોમ્પોઝીટરો, કેસ્ટર–નવા ટાઇપ પાડનાર, પ્રેસમેન, ઇંજીન અને, મશીન ચલાવનારા વગેરે જૂદા જૂદા પ્રકારના લોકો કામ કરતા હોય છે. વાડાની અંદરની બાજુ મધ્યભાગમાં આશરે પાંચ છ હજાર માણસો બેસી શકે એવું મોટું પટાંગણ છે અને તે હમેશાં ખુલ્લું રહે છે. આ પટાંગણમાં ગણેશોત્વની કિંવા ઇતર પ્રસંગોની કેટલીક સાર્વજનિક સભાઓ ભરાય છે. વાડાની પાછલી બાજુએ આશરે બે માથોડાં ઉંડો કુવો છે. અને ઘરના અને કારખાનાના પાણીની વ્યવસ્થા થવા માટે મોટો હોદ હોઇ, કેટલેક ઠેકાણે નળની પણ યોજના કરેલી છે. ઇમારતની

---

Police; 30 Railways; 31 Reformatory Schools; 32 Registration; 33 Revenue; 34 Salt; 35 Sanitation; 36 Stamps; 37 Vaccination; 38 Veterinary; 39 Famine; 40 Judicial Administration—Statistics; 41 Railway & Sea Borne Trade; 42 Government Papers; 43 Chemical Analyser etc. etc.

ખરીદી, તેનું સમારકામ, છાપખાનું, ફાઉન્ડરી, ઑફિસ અને કારખાનાની સર્વ સગવડ વગેરે માટે તિલકને એકંદર ખર્ચ આશરે ૩૫ હજાર રૂપીયા થયું છે.

એમની ખાનગી બેઠકની જગા વિશેષ શૃંગારેલી નથી, પરંતુ ત્યાં એક બે આરામ ખુરશીઓ, બે ચાર સાદી ખુરશી, અને ખુરશીના આકારનાં બે બાંક, લખવાનું એક મોટું ટેબલ, પુસ્તકોનાં બે ત્રણ કબાટો, એક બે શેલ્ફ્સ, આટલોજ સામાન સદોદિત હોય છે. લાઇબ્રેરીનું દિવાનખાનું વિશેષ શૃંગારેલું છે અને તેમાં ગોળ ટેબલો, ખુરશીઓ, કબાટો રાખેલાં છે; અને ગણપતી, ગોપાલકૃષ્ણ ઇત્યાદિ દેવોની અને માલ્લાકાર ચિપળુનકર, ન્યા. તેલંગ, રાનડે, બ્રાડલા, હ્યુમ, દાદાભાઇ નૌરોજી, ગ્લૅડસ્ટન વગેરે મહાન્ પુરુષોની છબીઓ લટકાવેલી છે. આ શિવાય ત્યાં અને તેમની ખાનગી બેઠકમાં પણ કેટલીક છબીઓ અને બીજી વસ્તુઓ છે.

મોટા દિવાનખાનામાં જે લાઇબ્રેરી છે તેમાં ઇતિહાસ, વાઙ્મય, કાયદા, શાસ્ત્ર, રાજકારણ વગેરે જૂદા જૂદા વિષયોપરના આશરે દશ હજાર ગ્રંથ છે અને તેનાં જૂદાં જૂદાં બત્રીસ કબાટો છે. આ લાઇબ્રેરીના પુસ્તકભંડારમાં એનસાયક્લોપીડિયાના નવા જુના મળી એકંદર ૩૫ ભાગ રાખેલા છે. 'લોકહિતવાદી'ના નામથી પ્રસિદ્ધ થયેલા કૈ. ગોપાળરાવ હરિ દેશમુખનાં અને કૈ. રા. સા. વામન મોરેશ્વર સોહનીનાં ખાનગી પુસ્તકોનો સર્વ સંગ્રહ તિલકે લાઇબ્રેરી માટે ડૉ. દેશમુખ અને રા. રા. ગણપતરાવ સોહની પાસેથી મેળવેલો હોવાથી જુના કેટલાક ગ્રંથો, જે આજ દુર્મિળ થયા છે તેનો સંગ્રહ

અનાયાસેજ આ લાઇબ્રેરીમાં થયો છે. વેદોનાં ભાષાંતરો, લઢાઇઓ, ઐતિહાસિક લેખ, તુકારામ, મોરોપંત, વામન પંડિત વગેરેનાં કાવ્યો વગેરે મરાઠી પુસ્તકોનો પણ તેમાં સંગ્રહ છે. તેમજ રા. રા. દાભોળકર, ગ્રંથ–સંપાદક–મંડળી, જાવજી દાદાજી (નિર્ણયસાગર પ્રેસ–મુંબાઇ) વગેરેઓયે પ્રસિદ્ધ કરેલા ગ્રંથ અને કેસરી પત્રમાં અભિપ્રાયાર્થ આવેલાં પુસ્તકોનાં પણ જૂદાં કબાટો રાખેલાં છે. એ શિવાય કૈ. નામજોશીયે મરાઠી ભાષાના લખેલા કોશનાં પંદર સોળ હસ્તલિખિત વૉલ્યુમ અને બીજા કેટલાક હસ્તલિખિત ગ્રંથોનો પણ જૂદો સંગ્રહ છે. અને બની શકે ત્યાંસુધી ઇંગ્રેજી, મરાઠી, સંસ્કૃત વિગેરે જૂદી જૂદી ભાષામાં જે જૂદા જૂદા ઉપયુક્ત ગ્રંથો છે તે સર્વનો સંગ્રહ કરી, આ લાઇબ્રેરીનો લોકોને સારી રીતે ઉપયોગી થઇ પડે તેવી તિલક તજવીજ કરી રાખવાના છે. આ લાઇબ્રેરીમાં પ્રો. જીનસીવાલાનાં ધર્મ, ઇતિહાસ, વાઙ્મય વગેરે ગ્રંથોનો અતિ કિંમતી સંગ્રહ છે. અને તેથી તિલકના પ્રયત્નથી આ લાઇબ્રેરી પુના શહેરને ભૂષણરૂપ થયેલી છે.



## नित्यक्रम, रहेणी अने टेव.

તિલક બહુધા સવારે સાડા ૭ વાગતાં ઉંઘી ઉઠે છે. જમણ પછી બપોરના બે કલાક તેમને સુવાની ટેવ છે. સવારના ટપાલ વગેરે કામમાંથી પરવારી, છાપખાનાની વ્યવસ્થા સંબંધમાં વ્યવસ્થાપક સાથે ખુલાસો વગેરે કરે છે. કોઇ મળવા આવ્યું હોય તો તેને મળે છે. અગર તો લાઇબ્રેરીમાંનો કોઇ એક ગ્રંથ કાઢી પોતાની ખાનગી બેઠકની જગાએ આરામખુરશીપર વાંચવા પડે છે. તાત્પર્ય સવારે ઉઠયા ત્યારથી તે રાતના સૂતા સુધીનો એમનો સઘળો વખત બહુધા લેખન, વાચન, મનન અને સંભાષણમાં જાય છે. તિલકનો પોષાખ હમેશાં સાદોજ હોય છે. માથે પુણેરી પાઘડી, પગે દક્ષિણી જોડા, સાદું ધોતીયું અને પહેરણ તથા અંગરખું, આજ તેમનો હમેશનો પોષાખ. સવારમાં અથવા બપોરે ઉંઘી ઉઠયા પછી તેમને ચહા પીવાની ટેવ છે અને હાલમાં એમને આ ટેવજ પડી ગઇ છે. એમને મુખ્ય ટેવ સોપારી ખાવાની. અને તે પણ વિલક્ષણ છે. એટલી કે, સવાર હો, સંધ્યાકાળ હો, વેળા કવેળા સોપારી શિવાય તેમને ચેન પડતું નથી. તેમની આ ટેવને લીધે ઘરમાં ઠેકઠેકાણે સોપારીથી ભરેલી ત્રણ ચાર નાની નાની ટોપલીઓ અને બે પોલાદી સુડીઓ નાંખેલી હોય છે! તિલકનાં પત્ની ઘણાં સુશીલ હતાં તેથી તેમને કૌટુંબિક સુખનો પૂર્ણ લાભ થયો હતો. તેમનાં આ પત્ની સન ૧૯૧૧ માં તિલક માંડલેની શિક્ષા ભોગવતા હતા તે વખતે કૈલાસવાસી થયાં. તેમનું નામ સૌ૦ સત્યભામાબાઇ હતું. લો૦ તિલકનાં પત્ની સૌ૦ સત્યભામાબાઇ તિલક ગુરુવાર તા. ૭ જુન ૧૯૧૧ ની રાત્રે આશરે બાર વાગતાં સ્વર્ગત

થયાં: લો૦ તિલકપર રાજદ્રોહનો કેસ ચાલી તેમને બ્રહ્મદેશમાં હદપાર કર્યાંથી તેમનાં આ પત્નીએ અન્નનો ત્યાગ કર્યો હતો; દૂધ અને ફળફળાદિક શિવાય તેઓ કાંઇ પણ ખાતાં નહોતાં. એટલુંજ નહિ પણ લો૦ તિલક હદપાર ગયા પછી તેઓ ઘરની બહાર પણ નિકળ્યાં નથી. સામાન્ય મધુમેહના રોગથી તેમની પ્રકૃતિ થોડી બગડેલી હતી. એકંદરે આવી રીતના શારીરિક અને માનસિક નિર્બંધ તેમણે કડક રીતે પાળ્યા હતા. રાજ્યારોહણના શુભ પ્રસંગે લોકમાન્યને છોડવામાં આવશે અને એક વખત તેમનો મેળાપ થશે, આવી તેમને આશા હતી. પરંતુ દુર્દૈવે તેમની આશા સફળ થઇ નહિ અને અચાનક તેમનો આત્મા આ દુનિયા છોડી ગયો. લોકમાન્યના જેવીજ તેમનાં પત્નીની મનોવૃત્તિ પણ ઘણી સાત્ત્વિક અને તેમનો સ્વભાવ પણ સરળ હતો. તિલકને ત્રણ પુત્ર અને ત્રણ પુત્રીઓ હતી. તેમાંથી વહેલો વિશ્વનાથપંત નામનો પુત્ર સન ૧૯૦૩ માં પ્લેગથી મૃત્યુવશ થયો. હાલમાં તેમને રામભાઉ અને બાપુ નામના બે પુત્ર છે, અને ત્રણ પુત્રીઓ છે. ત્રણે પુત્રીઓ વિવાહિત છે. તેમને લખતાં વાંચતાં સારૂં આવડે છે. તિલક પોતાનાં છોકરાંઓના શિક્ષણ માટે ઘેર શિક્ષક પણ રાખે છે અને કદી કદી પોતે પણ તેમને યોગ્ય શિક્ષણ આપે છે. એકંદરે લો૦ તિલકનું જીવન સર્વ સગવડો પૂર્ણ છતાં ઘણુંજ સાદું છે.



## रा. तिलककनी संपादक तरीकेनी योग्यता.

વર્તમાનપત્રકર્તાઓનો ધંધો કેટલો મહત્વનો અને કેટલો વિકટ છે એ વાચકોને કહેવાની જરૂર નથી. મૂળમાંજ વર્તમાનપત્રો પરદેશી રોપા છે અને તે હિંદુસ્થાનમાં પરકીય અમલ નીચેની હવામાં ઉત્તમ રીતે ઉછરવા કઠિણ છે. તેમાં વળી આજ પંદર વીસ વર્ષથી તે ધંધાને એક પ્રકારનો રોગ લાગૂ પડી તેમાંથી તે કેવી રીતે નભશે એવી ઘણાઓને બીક લાગે છે. આવી સ્થિતિમાં તેની ઉત્તમ રીતે જોપાસના કરી, તેમાં ખતપાણી ઘાલી જે વધારે, તેજ ખરો દેશભક્ત છે. કેસરી પત્ર નિકળતા પહેલાંના લોકમતમાં અને નિકળ્યા પછીના લોકમતમાં કેટલું અંતર પડેલું છે એ ગયાં ત્રીસ વર્ષના ઇતિહાસ તરફ લક્ષ આપતાં કોઇના પણ સમજવામાં આવે તેમ છે. કેસરી પત્ર નિકળ્યું ત્યારપછી કેટલાક દિવસ તેમાં રાજકીય, સામાજિક, ઔદ્યોગિક વગેરે ઘણાજ વિષયોપર લેખ આવતા હતા; પરંતુ તે વખતે પણ રાજકીય વિષયોનું વિશેષ જ્ઞાન લોકોને કરી આપવા તરફ તેની પ્રવૃત્તિ હતી. અને તિલકના હાથમાં એ પત્ર આવ્યા પછી તે બાબતમાં તેની દિશા કાયમની ઠરી ગઇ છે અને આજ સુધી પણ તે તેજ દિશાયે જાય છે. રાજકીય બાબતમાં મહારાષ્ટ્રીય લોકોની વિચારક્રાંતિ થવા માટે જે કેટલીક બાબતો કારણીભૂત થયેલી છે તેમાં કેસરી પત્ર મુખ્ય હોઇ તેનેજ અગ્રસરત્વનું માન આપી શકાય. કેસરીને આ માન મળવામાં, તેનું ચાલકત્વ રા. તિલકને છે તે, અને રા. તિલકના વિદ્યાવ્યાસંગ, કાયદાની પ્રવીણતા, સ્વાર્થત્યાગ, ખરી

લોકલાગણી, તનતોડ મહેનત વગેરે ગુણજ કારણીભૂત છે એમાં શંકા નથી. હાલના કાળમાં જે પત્રોયે રાજકીય બાબતની ચળવળ કરવાની દિશા લીધેલી છે, તેમના સંપાદકોને અંગે 'કાયદાનું જ્ઞાન અવશ્ય હોવું જોઇયે. તે ન હોય તો સુકાનવિનાના વ્હાણના જેવી તેમની ગતિ થશે. પત્રનું વજન વધારવા માટે તેમાં વિચારોનું વજન જોઇયે. એટલે કોઇ પણ વિષય હાથમાં લીધો તો, સાધક બાધક પ્રમાણો આપી તે એવો મુદ્દાસર રીતે લખવો જોઇયે કે, તે વાંચતાંજ વિદ્વાન્ અને મોટી યોગ્યતાના પણ માણસપર તેની છાપ પડવી જોઇયે.* કેસરીનું વજન વધવામાં આ એક મુખ્ય વાત છે. ઘણાં પત્રોમાં જોઇશું તો તેમાં સત્ત્વ થોડું અને અસાર ઘણોજ જણાઇ આવશે. કેટલાકો પોતાની આલંકારિક ભાષાથીજ લેખ શોભાવે છે, બાકી તેમાં ખરો સાર ઘણોજ થોડો જણાય છે. કેટલાક મુદ્દા પણ નહિ અને ભાષા પણ નહિ. ગમે તેમ કરીને પત્ર કાઢવું એટલું સમજી પત્રો કાઢે છે! આ સ્થિતિ ખરાબ છે; અને તે સુધારવા માટે પત્રકર્તાનું કર્તવ્ય

---

* મિ. મલબારીએ પોતાના 'વ્હોઇસ ઑફ ઇંડિયા' નામના પત્રમાં પત્રકારના અંગે કયા કયા મુખ્ય ગુણ હોવા જોઇએ, એ લખતી વખતે એક ઠેકાણે ઉપરનાજ ગુણને પ્રાધાન્ય આપેલું છેઃ—

"What, in fact, is the most important qualification of a journalist? It is quick yet sound judgment, a capacity for coming to proper decisions after carefully weighing facts not the mere pros and cons mentioned in manuals but the stern—facts staring the public in the face."

જાણનારાઓનાજ હાથમાં તે ધંધો હોવો જોઇએ. પત્રકર્તાના અંગે કયા કયા ગુણ હોવા જોઇએ, અને પત્ર કેમ ચલાવવું એ બોધ તિલકના ઉદાહરણ પરથી લેવા જેવો છે. તિલકને સંસ્કૃત ભાષાનું ઉત્તમ જ્ઞાન હોવાથી તેમાંના ગ્રંથોનો ઉત્તમ જ્ઞાનભંડાર તેમને હસ્તગત થયેલો છે. જ્યોતિષ, ઇતિહાસ ઇત્યાદિ વિષયોમાં તેમણે પ્રાવીણ્ય સંપાદન કરેલું છે; ઇંગ્રેજી ભાષા ઉત્તમ રીતે અવગત છે; અને કાયદા તો હાથ જોડી તેમની સામે ઉભા છે! આવી સ્થિતિમાં તેમણે ચલાવેલા પત્રની કીર્તિ કેમ વારૂ ફેલાય નહિ? કેટલાક પત્રકર્તાઓ તરફ સંસ્કૃત ભાષાના લેખ મોકલેલા હોય છે તો તે શુદ્ધ છે કે અશુદ્ધ છે, એ સમજવાની પણ તેમને મારામારી પડે છે; પછી તેમાંના વિચાર મુદ્દાસર છે કે નહિ. તેમજ તે વિષય પ્રતિપાદનને યોગ્ય છે કે નહિ એ સમજવાની કથા તો દૂરજ રહી! આજ પર્યંત એવા પ્રકારના કેટલાયે લેખો કેસરીમાં આવેલા છે, અને તે તપાસવા માટે અને તેમાંનો મર્મ તાબડતોબ જાણી લઇ ઉપયોગી અને ગેરઉપયોગી જોઇ તે દુરુસ્ત કરી આપવા માટે તિલકને બિલકૂલજ વિલંબ લાગ્યો નથી. જ્યોતિષ, ગણિત, તત્ત્વજ્ઞાન વિગેરે વિષયોનું તેમનું જ્ઞાન પણ તેવુંજ છે. જ્ઞાનેશ્વર, શિવાજી મહારાજ, નાના ફડનવીસ, વગેરે મોટા મોટા પુરુષોની જન્મકુંડળીઓ અને કાલનિર્ણયના સંબંધના લેખ આવતાં, કિંવા રામાયણ, મહાભારત અથવા પ્રાચીન ગ્રંથોમાંના વિકટ પ્રશ્નો સંબંધી ચર્ચાત્મક લેખ આવતાં, તરત તેમાંનું રહસ્ય સમજી લઇ, ઝપાટામાં વાંચી સુધારી તે લેખો તેમણે છાપખાનામાં મોકલેલા છે. કાયદાનું પ્રાવીણ્ય તો તેમનાં ઘણા લેખોમાં જણાઇ આવે છે.

વિશેષતઃ લૅંડરેવન્યુ બિલપરની આર્ટીકલો, મ્યુનિસીપાલિટીના કાયદા, જમિનહક્કની નોંધણી, ગૌપ્યગોપનનો અને યુનિવર્સિટીનો કાયદો, વગેરે લેખ વાંચતાં આ પ્રાવીણ્ય જણાઇ આવે તેમ છે. તેમજ અર્થશાસ્ત્ર, ધર્મ અને નીતિ વગેરેપર પણ અનેક ગહન વિચાર તેમણે પ્રદર્શિત કરેલા છે. અને રાજનીતિનું રહસ્ય પૂર્ણપણે જાણી રાજકીય સુધારણાનો પીછો પકડવાનું તેમણે વ્રત સ્વીકારેલું હોવાથી આ વિષયનો તેમણે સતત ખલ શરૂ રાખેલો છે. શિવાય વિષયાનુરૂપ ભાષા, કોટીક્રમ, વિનોદ, વિષય માંડવાની શૈલી વગેરે જે ગુણ સંપાદકમાં હોવા જોઇયે તે તેમનામાં હોવાથી લૉર્ડ હ્યૂ સેસિલે ગ્લૅડ્સ્ટન સાહેબને ઉદ્દેશી લખ્યા પ્રમાણે "જરૂરીના પ્રસંગનું બિગૂલ વાગ્યું કે, ફ્રૅડરિક ધી ગ્રેટની પદ્ધતિથી તૈયાર થયેલા સૈન્ય પ્રમાણે એમની બુદ્ધિની સર્વ શક્તિ પોતપોતાનાં શાસ્ત્રાસ્ત્રો લઇ જય્યત તૈયાર રહેલી હોય છે." * તાત્પર્ય, સંપાદક દૃષ્ટિથી તેમની યોગ્યતા સર્વમાં મોટી છે.

---

* When the bugle sounded every faculty was in its place and at command, armed and clothed with all the resources of knowledge & drilled after Frederick the Great's fashion, to march " like a pair of compasses "—Ninenteenth Century. *March 1906.*

# राष्ट्रीय सेवा.
## अने
## आपत्तिपंचक.

હિંદુસ્થાનમાં ઇંગ્રેજી અમલ પછી વિશ્વવિદ્યાલયો સ્થાપન થયાં; તેમાં પાશ્ચાત્ય શિક્ષણનું જ્ઞાનામૃતપાન કરી ઘણાં વિદ્વદ્રત્નો બહાર પડ્યાં. તેમાંના કેટલાક ગ્રહસ્થનું લક્ષ્ય પોતાના દેશની સ્થિતિ સુધારવા તરફ વળ્યું. એવા ગૃહસ્થોમાં મુંબઇ ઇલાકાના પ્રમુખ ગૃહસ્થો પરમપૂજ્ય દાદાભાઇ નોરોજી, રાવસાહેબ માંડલિક, તેલંગ, રાનડે, ચિપળૂનકર, ગોખલે અને લો૦ તિલક છે. ઉપરના સર્વ મહાત્માઓએ પોતપોતાના તરફથી દેશોન્નતિ માટે પ્રયત્ન કરેલા છે. પરંતુ અનન્ય ભાવે દેશસેવા કરતાં લોકમાન્ય તિલકના જેટલું શારીરિક કષ્ટ, આ ઇલાકામાંજ નહિ પણ આખા હિંદુસ્થાન દેશમાં સુદ્ધાં કોઇ પણ આગેવાનને ભોગવવું પડયું નથી. જેમ અગ્નિમાં તપ્ત થયા પછીજ સોનાની ખરી કિંમત અંકાય છે; તે પ્રમાણે કારાગૃહવાસથી લો૦ તિલકની યોગ્યતા લોકોની નજરે આવી. કારાગૃહમાં પણ Aretic Home in the Vedas આ પુસ્તકના પુરાવા એકઠા કર્યા અને ગીતારહસ્ય જેવું જગમાન્ય પુસ્તક લખ્યું, એ પરથી લો૦ તિલકે "iron bars do not a prison make" (લોખંડી ગજથી તુરંગ થતી નથી) આ ઇમર્સનની ઉક્તિ ખરી કરી દેખાડી છે.

### पहेली आपत्ति.

### કોલ્હાપુર-બર્વે પ્રકરણ.

કોલ્હાપુર સંસ્થાનના કારભારી રા. માધવરાવ બર્વેના સંબંધમાં ૧૮૮૨ ની સાલના કેસરી અને મરાઠા પત્રમાં

કેટલીક હકીકત પ્રસિદ્ધ કરવામાં આવી હતી. આ હકીકત ભૂલભરેલી છે અને તેથી પોતાની બેઆબરૂ થઇ છે આવી રા. બર્વેએ લો૦ તિલક અને આગરકરપર મુંબઇ હાઇકોર્ટમાં ફરીયાદ કરી. આ ફરીયાદીનો નિકાલ બર્વેની તરફેણમાં થયો અને એ બન્ને સંપાદકોને ત્રણ મહિનાની સાદી કેદની શિક્ષા થઇ. રા. આગરકરે કેદમાંથી છૂટી આવ્યા પછી '**ડુંગરીની તુરંગમાંના અમારા ૧૦૧ દિવસ**' નામનું એક ન્હાનું પુસ્તક પ્રસિદ્ધ કર્યું છે. તેમાં તેમણે, કેદખાનામાં પોતાનો વખત કેવી રીતે વીત્યો, તે અને કેદખાનાનું થોડું વર્ણન લખેલું છે. જે લેખ માટે તેમને આ ત્રણ મહિનાની શિક્ષા ભોગવવી પડી, તે લેખ કોલ્હાપુરનાં મહારાજા સાથેનું રા. બર્વેનું વર્તન સરળપણાનું નથી આમ બતલાવવા માટે લખ્યો હતો. આ લેખ આગરકરે લખ્યો હતો; તેમાં તિલકે એક પણ અક્ષર લખ્યો હતો; પરંતુ કેસરી અને મરાઠાના જવાબદાર સંપાદક તરીકે તેમને પણ આગરકર સાથે શિક્ષા ભોગવવી પડી અને તે તેમણે આનંદથી સહન કરી.

**बीजी आपत्ति.**

## ૧૮૯૭નો રાજદ્રોહનો કેસ.

લો૦ તિલકે હિંદુસ્થાનની રાજકીય ઉન્નતિમાં શો વધારો કર્યો એ તપાસવાને આપણે ૧૮૯૮ ની પહેલાંની હકીકતપર નજર નાંખવી જોઇએ. અને તે પહેલાંની હિંદુસ્થાનની રાજકીય ચળવળની સ્થિતિ કેવી હતી એ લક્ષમાં લેવું જોઇએ. ૧૮૯૭ ની સાલમાં સરકારે લો૦ તિલકપર

રાજદ્રોહનો કેસ માંડયો. તે કેસનું કામ હાઇ કૉર્ટમાં ચાલ્યું અને જ્યુરીમાંના હિંદી ગૃહસ્થોએ તેમને નિર્દોષ ઠરાવ્યા. પરંતુ જ્યુરીમાં યૂરોપિયનોનું મતાધિક્ય હતું અને તેમણે તિલકને દોષી ઠરાવ્યાથી ન્યાયાધીશે તેમને ૧૮ મહિનાની સખ્ત મજુરીની સિક્ષા કરી. હિંદુસ્થાન દેશ બ્રિટીશરાજછત્ર નીચે ગયા પછી કાલાંતરે જે રાજકીય ચળવળ શરૂ થઇ, તેના ઇતિહાસમાં આ પહેલોજ મહત્ત્વનો કેસ છે. આ પહેલાં ૧૮૯૧ ની સાલમાં બંગાળાના બંગવાસી પત્રપર રાજદ્રોહનો કેસ ચાલ્યો હતો. પરંતુ જ્યુરીએ એકમતે દોષી ન ઠરાવ્યાથી ન્યાયાધીશે ફરી બીજી જ્યુરી પાસે કેસની સુનવણી કરવાનું ઠરાવ્યું. પરંતુ વચગાળામાં સંપાદકે માફી માગવાથી સરકારે કેસ કાઢી નાંખ્યો. તે પછી વર્તમાનપત્રકારપર કિંવા કોઇ એક પ્રમુખ રાજકીય સુધારકપર જે રાજદ્રોહનો કેસ ચલાવવામાં આવ્યો, તે તિલકપરનોજ છે. સન ૧૮૮૫ ની સાલમાં રાષ્ટ્રીય સભાની સ્થાપના થઇ અને તેને લીધે લોકમાં અને સરકારમાં ઘણીજ ગરબડ થઇ. લોકોમાં ઉદ્‌ભુત થયેલી રાજકીય આકાંક્ષાનું એકીકરણ થઇ તે રાષ્ટ્રીયસભાદ્વારા વ્યકત થવા લાગી. અને રાષ્ટ્રીય જીવનમાં નવું જોમ આવવા માંડયું. રાષ્ટ્રીયસભા રાજ્યક્રાંતિકારક છે અને તેનો ઉદ્દેશ બ્રિટિશ રાજ્યની ઇમારત તોડી પાડવાનો છે, આવી રીતનો ઉઘાડો આરોપ સરકારી અધિકારીઓ કરવા લાગ્યા; તથાપિ તેથી હિંદુસ્થાનનું રાજકીય વાતાવરણ ઘણું ક્ષુબ્ધ થયું નહિ. દર વર્ષે રાષ્ટ્રીય સભા ભરાતી હતી અને ઠરાવના રૂપે લોકમત સરકારની નજરે આણુવામાં આવતો હતો. પરંતુ વાર્ષિક સભા ભર્યા પછી રાષ્ટ્રીય સભાના આગેવાનો લોકોને રાજકીય

શિક્ષણ આપવાનું કામ ઘણું કરતા નહોતા. એકાદ મહ-ત્વનો પ્રશ્ન ઉભો થયો એટલે વિદ્યમાન સંસ્થાદ્વારા મુંબાઇ, પુના વગેરે મોટાં શહેરોમાં જાહેરસભા મેળવી લોકમત વ્યક્ત કરવામાં આવતો હતો અને સરકારને અરજી મોક-લવાનો ઠરાવ કરવામાં આવતો હતો. પરંતુ આખું વર્ષ લોકોને સતત રાજકીય શિક્ષણ આપવું અને લોકમત તૈયાર કરી તેમની શક્તિ વધારવી, આ કામ રાષ્ટ્રીય સભા તર-ફથી થતું નહોતું. આ કામ માટે પોતાના જીવનનો ભોગ આપનારા ઘણાજ થોડા લોક હતા. લો૦ તિલકે આ કામમાં પોતાના જીવનનો ભોગ આપ્યો. તેમણે કેસરીપત્રમાં અનેક રાજકીય પ્રશ્નોપર લેખ લખી લોકોને રાજકીયશિક્ષણ આપ્યું. આથીજ કેસરીના વજનનો વધારો થયો. ૧૮૯૭ ની સાલમાં લો૦ તિલકપર કેસ ચાલ્યો, ત્યારે બોંબે ગૅઝેટે કહ્યા મુજબ મહારાષ્ટ્રમાં એક પણ ગામડું એવું નહોતું કે જ્યાં કેસરી જતું ન હોય. ૧૮૯૭ ની સાલમાં પુનામાં જબ્બર પ્લેગ શરૂ થયો અને તે દૂર કરવાને સરકારે યુરોપીયન સોલજરોની યોજના કરી. આથી પહેલેથીજ પ્લેગથી ત્રાસેલા પુનાના લોકોમાં અસંતોષનો વધારો થયો અને રૅંડ અને આયર્સ્ટ આ બે સાહેબોનાં ખુન થયાં. આ ખુનનું કારણ કેસરી-માંના લેખ છે એમ સરકારે માન્યું અને લોકમાન્ય તિલ-કપર કેસ માંડયો. આ કેસનો નિકાલ શો થયો તે ઉપર કહેલુંજ છે.

### त्रीजी आपत्ति.

## બાબા મહારાજવાળો કેસ.

પુનામાં બાબામહારાજ નામે એક પહેલા વર્ગના બ્રાહ્મણ સરદાર હતા. તેમણે મૃત્યુ સમયે પોતાની મીલ-

કતની વ્યવસ્થા જોવા માટે પંચ નીમ્યું. તેમાં તિલક હતા. આગળ બાબામહારાજનાં પત્નીતે પંચની જરૂર જણાઇ નહિ અને તેમણે પંચની વ્યવસ્થા રદ કરવા માટે સરકારમાં દાવો કર્યો. આ કામમાં તિલકની જુબાની થઇ; તેપરથી પુનાના ડિસ્ટ્રિક્ટ જજ્જ મિ. આસ્ટને લો૦ તિલકપર ખોટી જુબાનીનો આરોપ મૂકી ફોજદારી કોર્ટમાં કામ ચલાવ્યું. આ કેસ પ્રથમ સ્પેસ્યલ મૅજીસ્ટ્રેટ મિ. કુલેમંટ્સ પાસે ચાલ્યો, અને તેમણે તિલકને ૧૮ મહિનાની સખ્ત મજુરી સાથે કેદની અને એક હજાર રૂપીયા દંડની શિક્ષા કરી. તેપર ડિ. જજ્જ મિ. લ્યૂકસ પાસે અપીલ થઇ અને તેમણે દંડ કાયમ રાખી અઢાર મહિનાની શિક્ષા છ મહિનાની કરી. આગળ હાઇકૉર્ટમાં ચીફ જ. મિ. જેન્કિન્સ અને જસ્ટિસ બૅટી પાસે તપાસણી-અર્જની તપાસ થઇ અને આખરે તિલક સર્વ આરોપમાંથી મુક્ત થયા. આ કેસ કેમ ઉપસ્થિત થયો અને તેનો નિકાલ કેવો થયો એની થોડામાં હકીકત આટલીજ છે.

મિ. કુલેમંટ્સે જયારે શિક્ષા કરી તે વખતે ઘણાં પત્રોએ દુઃખોદ્ગાર કાઢયા હતા.

લાહોરના 'ટ્રાયબ્યૂન' પત્રના ઉદ્ગારઃ—

"It is needless to say that all India will await with suspended breath the result of the appeal from the Magistrate's Judgment. We must add that the majority of our countrymen are not waiting for the higher Court's verdict in order to rebuild their estimate of Mr. Tilak, his work and character. His

hold on the minds of his host of friends and admirers is not of a nature to be affected by verdicts of Law Courts. He has lisved and worked in full view of the public, as it were, all his days. There is no mistaking such a character; it is unfolded to its inmost depths before the eyes of all who know him. A Court of law, on the other hand, is liable to errors and misconceptions."

મુંબઇ હાઇકોર્ટે તિલકને જ્યારે આરોપમુક્ત કર્યા ત્યારે આ કેસના સંબંધમાં સર્વ વર્તમાનપત્રકારોએ ટીકા સાથે સહાનુભૂતિ પ્રકટ કરી હતી.

મુંબઇના "ગુજરાતી" પત્રના ઉદ્‌ગાર:—

"If the Judgment of the High Court has saved Mr. Tilak's moral character it has also done an important service in other directions. It will check at least partially the spirit of Lee—Warnerism the dominating influence of which may be traced in some of the phases of the history of Mr. Tilak's trial. Educated Indians, whether Brahmins or non-Brahmins had a heavy stake in the criminal proceeding instituted against them. Thoir honour and reputaion was also at stake to anextent. We, therefore heartily welcome the decision of the High Court on personal as well as larger grounds......Let us sincerely hope

that his recent troubles and misfortunes will now be the last and that no other countyman of ours will ever be made to undergo such ill-deserved prosecution or be made the victim of such heartless persecution."

*The Gujarathi.*

કલકત્તાના "અમૃતબઝાર પત્રિકા" ના ઉદ્‌ગાર:—

"Mr. Tilak's character has shone forth more brilliantly like gold after being tested by fire. But the blot in the Character of Government will not so easily effected."

*The Amrit Bazar Patrika.*

આ શિવાય ઘણાં ઇંગ્રેજી, મરાઠી, ગુજરાતી, વગેરે ભાષાનાં વર્તમાનપત્રોમાં સહાનુભૂતિ પ્રકટ થઇ હતી પણ તે બધાના ઉતારા આપવા અશક્ય છે.

ઉપરના ઉતારાપરથી લો૦ તિલક માટે લોકોની સહાનુભૂતિ કેટલી હતી એ સમજાશે. સ્પેશ્યલ મૅજીસ્ટ્રેટ મિ. ક્લેમંટ્સે શિક્ષા કર્યાં પછી તેઓ જ્યારે જામિનપર છૂટી આવ્યા, તે પછી એક બે દિવસમાં જે ગણેશોત્વ થયો, તેના આખરના દિવસે હજારો લોકો તેમના ગળામાં હાર નાંખી તેમના પગે પડ્યાં હતાં. આ દેખાવ તો અપૂર્વ હતો. હાઇ-કૉર્ટે જે દિવસે તેમને આરોપમાંથી મુક્ત કર્યાં, તે દિવસે પણ પુનાના લોકોએ ઘણોજ મોટો સમારંભ કર્યો હતો. તેમને ગાડીમાં ફેરવી ઠેકઠેકાણે પાન સોપારી આપવામાં આવ્યાં હતાં; અને આનંદપ્રદર્શનાર્થ પેંડાના તાટના તાટ

વ્હેંચવામાં આવ્યા હતા. * એટલુંજ નહિ, પણ રૈં–માર્કેટના પટાંગણમાં જંગી જાહેરસભા ભરી, તેમના તરફથી કામ કરનારા ના. દાજીસાહેબ ખરે અને દાદાસાહેબ કરંદીકરે ઉઘાડી રીતે તેમનું અભિનંદન કર્યું હતું.

## चोथी आपत्ति.

# ૧૯૦૮નો રાજદ્રોહનો કેસ.

૧૯૦૮ ની સાલમાં લો૦ તિલકપર આવેલું સર્વમાં મોટું સંકટ અર્થાત્ તેમનાપર ચાલેલો રાજદ્રોહનો કેસ છે. આ કેસ જો કે તિલક આ એક વ્યક્તિપરનો હતો, તો પણ લો૦ તિલક એક વજનદાર પત્રના સંપાદક, સમાજના આગેવાન અને રાજકીય ચળવળના પુરસ્કર્તા હોવાથી આ કેસ તેમના ચરિત્ર સાથેજ રાષ્ટ્રના ઇતિહાસમાં પણ અત્યંત મહત્ત્વનો થયો છે એમ કહેવાને હરકત નથી. આ કેસની થોડામાં હકીકત નીચે પ્રમાણે છે:—

---

* આ હકીકતના સંબંધમાં એક પત્રે કરેલું વર્ણન:—
" News of the Judgment of the High Court of Bombay on Mr. Tilak's appeal was received in Poona at 12—30 noon, and spread like wild fire all over the City. Mr. Tilak Commenced to receive visitors shortly after, each party garlanding him. dou bing his forehead with red powder and making him a present of sweetmeats. The road in front of his house was blocked by carriages & pedestrians. Special thanks-giving services were held in principal temples. Mr. Tilak visited the chief Hindu temple to offer his devotions and was cheered by enthusiastic crowds. He received more than two hundred telegrams of Congratulation. "

**મૅજિસ્ટ્રેટ કૉર્ટમાંનું કામઃ**—લો૦ તિલક "કાળ" પત્રના અધિપતિ પ્રૉ. શિ. મ. પ્રાંજપેપરના રાજદ્રોહના કેસના સંબંધમાં મુંબઇમાં 'સરદારગૃહ'માં ઉતર્યા હતા. તેઓ તે સંબંધમાં મિત્રમંડળ સાથે કાંઇ ચર્ચા કરતા હતા તેવામાં તા. ૨૪ જૂનને રોજે પોલિસ સુપ્રિટેંડંટ મિ. સ્લોન ચીફ પ્રેસીડેન્સી મૅજીસ્ટ્રેટનું વૉરંટ લઇ આવ્યા અને તે તિલકપર બજાવી તેમને ગાડીમાં બેસાડી કૉર્ટમાં લઇ ગયા. તેજ દિવસે ઇન્સ્પેક્ટર મિ. સુલિવ્હાન મુંબઇથી નીકળી પુને ગયા; અને ત્યાંના પો. ઇન્સ્પેક્ટર મિ. કિંગને સાથે લઇ રાત્રે "કેસરી" ઑફિસમાં ગયા; અને તિલકના પરિવારને એક ઓરડીમાં મોકલી દરેક ઓરડાની સીલ કરી. બીજે દિવસે એટલે તા. ૨૫ મીને રોજ તેમના આખા ઘરની જડતી લઇ રજિસ્ટર બુકો, જમાખર્ચના ચોપડા અને બીજા કાગળપત્ર જપ્ત કર્યાં અને તરતજ સિંહગઢ જઇ ત્યાંના બંગલાની પણ જડતી લીધી. પરંતુ બંગલામાંથી કાંઇ મળી આવ્યું નહિ. મુંબઇમાં મિ. આસ્ટન પાસે તા. ૨૫ મીથી કેસ શરૂ થયો. સરકાર તરફથી સૉલિસિટર મિ. બોવેન કામ ચલાવતા હતા અને તિલક તરફથી ઍ. મિ. દાવર અને રા. રા. બોડસ તથા દીક્ષિત કામ ચલાવતા હતા તા. ૧૨.મેના કેસરીમાંના "**देशाचे दुर्दैव**" આ લેખ બદલ પિ. કો. ની ૧૨૪ અ અને ૧૫૩ અ કલમાન્વયે તિલકપર રાજદ્રોહનો આરોપ મૂકવામાં આવ્યો. આ લેખનાં ઇંગ્રેજી ભાષાંતર દાખલ થયા, પછી પો. સુ. મિ. સ્લોનની તિલકને વારંટથી પકડ્યા બદલની, કેસરીપત્રનો તે અંક પ્રસિદ્ધ થયા પછી વેચાતો લીધા બદલની અને પત્રના મુંબઇમાં ઘણા ગ્રાહકો હોવા બદલની જુબાની થઇ. પછી કેસ તા. ૨૯ સુધી મુલતવી રહ્યો. વચમાં તિલ-

કને જામિનપર છોડવાની અરજ કરવામાં આવી; પણ મૅજીસ્ટ્રેટે જામિનપર છોડવાની ના કહી. તેમજ તિલક પોતાના સ્નેહીઓને મળી શકે એટલા માટે ૧૮૯૭ ની સાલમાં જેમ તેમને પોલિસચોકીમાં રાખવામાં આવ્યા હતા, તે પ્રમાણે આ વખતે પણ રાખવા; આવી રા. દીક્ષિતે અરજ કરી; પણ તે પણ નામંજુર થઇ અને તેમને ડુંગરીપરજ રાખવામાં આવ્યા. પછી તેમને કૉર્ટના ઓરડામાં રાખવામાં આવ્યા અને ત્યાં તેમના સ્નેહીઓને મળવાની પરવાનગી મળી. તા. ૨૭ જૂનને રોજ પો. સુ. મિ. સ્લોન સરકારી વકીલ મિ. બોવેનં સાથે ચી. પ્રે. મે. કૉર્ટમાં ગયા; અને કેસરીના તા. ૯જુનના અંકમાંનો **'हे उपाय टिकाऊ नाहींत'** આ લેખ રાજદ્રોહી છે, આમ કહી તેમણે વૉરંટ માગ્યું; અને તા. ૨૯ મીને રોજ તે વૉરંટ તુરંગમાંજ તિલકપર બજાવ્યું. આ પ્રમાણે ૧૨૪ અ પ્રમાણે ૨, અને ૧૫૩ અ પ્રમાણે ૨ મળી ૪ આરોપ મૂકવામાં આવ્યા અને તેજ દિવસે કામ ચલાવવામાં આવ્યું. સાક્ષી–પુરાવા વગેરે દાખલ થયા પછી મૅજીસ્ટ્રેટે ૧૨૪ અ અને ૧૫૩ અ કલમ નીચે આરોપ મૂકી કેસ સેશનકમિટ કર્યો. કેસ સે. કમિટ થયા પછી તિલકને જામિનપર છોડવાની અરજ કરી. તે તા. ૨ જુલાઇના રોજ જ. દાવર સામે નિકળી અને તેમણે તિલકને જામિનપર છોડવાની ના પાડી. અને તેમણે આ કેસ સ્પેશ્યલ જ્યુરી સામે ચલાવવાનો હુકમ કરી, કેસની તારીખ ૧૩ જુલાઇ નક્કી કરી.

**હાઈકૉર્ટમાં ચાલેલો કેસઃ**—તા૰ ૧૩ જુલાઇને રોજ હાઇકૉર્ટમાંજ દાવર સામે કેસ શરૂ થયો. તે વખતે કૉર્ટમાં અને બહાર પોલીસ સિપાઇઓની ટુકડીઓ અને

લષ્કરીમાણસો આણી સખ્ત બંદોબસ્ત કરવામાં આવ્યો હતો. પહેલે દિવસેજ તિલકને હાઇકોર્ટમાં આણી રાખવામાં આવ્યા હતા. કેસ સાડાઅગીઆર વાગે શરૂ થયો. સરકાર તરફથી ઍ. જ. મિ. બ્રૅન્સન, મિ. બોવેન, મિ. બિનિંગ અને મિ. ઇન્વ્હેરૅરિટી હતા અને તિલક પોતે પોતાનું કામ ચલાવતા હતા; અને તેમને બૅ. બેપ્ટિસ્ટા, રા. રા. દાદાસાહેબ ખાપર્ડે, કરંદીકર, કેળકર, બોડસ, દીક્ષિત, અને ગાંધી મદદ કરતા હતા. તિલકને ઍ. જનરલના મેજ પાસે ખુરશી આપવામાં આવી હતી. કેસની શરૂઆત થતાં કુલાર્ક ઑફ ધી ક્રાઉને આક્ષેપાર્હ લેખ અને તેનાં ઇંગ્રેજી ભાષાંતર વાંચી દેખાડ્યા પછી તિલકે કહ્યું કે 'ભાષાંતર ભુલભરેલાં છે.' પછી ૭ યૂરોપિયન, એક જ્યૂ અને બે પારસી ગૃહસ્થોની સ્પેશ્યલ જ્યૂરી નીમવામાં આવી અને તેમની સામે કેસ શરૂ થયો. તે પછી સાક્ષી–પુરાવા જુબાની વગેરે લેવામાં ૧૩ મી અને ૧૪ મી તારીખ ગઇ. તા. ૧૫ જુલાઇને રોજ કેસનું કામ શરૂ થયું તે વખતે મુંબઇના શૅરીફ દ્વારકાંદાસ ધરમસી, જ. નાઇટ અને મુંબઇના રશિયન કૉન્સલ ખાસ કેસ સાંભળવા માટે કૉર્ટમાં આવ્યા હતા. કેટલાક જરૂરી પ્રશ્નોત્તર ખુલાસા વગેરે થયા પછી તિલકે જ્યૂરીને ઉદ્દેશીને પોતાનું ભાષણ શરૂ કર્યું. આ ભાષણ બુધવાર તા. ૧૫ મી જુલાઇને રોજ ત્રીજા પ્રહર પછી જે શરૂ થયું તે ગુરુવાર આખો દિવસ, શુક્રવારે અઢી વાગતા સુધી, સોમવાર મંગળવાર આખા અને બુધવાર અર્ધો દિવસ, આમ એકસરખું સાડાચાર દિવસ ચાલ્યું; અને તેમાં કાયદા, આક્ષેપિત લેખોના ઉદ્દેશ, ભાષાંતર કેવાં ભૂલભરેલાં છે, ઉતારા દાખલ કરવાનો હેતુ, જ્યૂરીનાં કર્તવ્યો,

મુદ્રણ-સ્વાતંત્ર્ય, હિંદુસ્થાનની પરિસ્થિતિ વગેરે નાના મોટા અનેક વિષયોનું ઉદ્ઘાટન હોઇ તે અનેક દૃષ્ટિથી મહત્ત્વનું છે. પરંતુ તે વિષય અતિ લખાણ ભર્યો હોવાથી આ પુસ્તકમાં તેનો સમાવેશ કરી શકાતો નથી. તિલકના ભાષણ પછી ઍડવ્હોકેટ જનરલ તથા ન્યાયાધીશનાં ભાષણ થયાં અને જ્યૂરી રાત્રે ૮ ત્રણ મિનિટે એકાંતમાં ગઇ તે ૯ ને વીસ મિનિટે પાછી આવી; અને ૧૨૪ અ અને ૧૫૩ અ કલમ નીચેના આરોપના સંબધે સાત વિરુદ્ધ બે મતે આરોપીને દોષી ઠરાવ્યા; અને જ્યૂરીના અભિપ્રાયને અનુસરી નિકાલ કહેવો જોઇએ માટે, હવે શિક્ષા કર્યા શિવાય ગત્યંતર નથી આમ જજ્જે કહ્યું.

**તિલકના આખરના ઉદ્ગાર:**—શિક્ષા આપતાં પૂર્વે "બીજું કાંઇ કહેવાનું છે?" આમ જજ્જે તિલકને પૂછ્યા પછી તિલકે આખરે આવા ઉદ્ગાર કાઢ્યા:—

**"જ્યુરી ગમે તેવો નિકાલ આપે, તો પણ મારી મનોદેવતા હજુ પણ મને કહે છે કે, હું પૂર્ણ નિર્દોષી છું. સૃષ્ટિની ભવિતવ્યતાપર આ કૉર્ટ કરતાં પણ વરિષ્ટ પરમેશ્વરી સત્તાનું પ્રભુત્વ હોય છે. મારા સ્વાતંત્ર્ય કરતાં મારા હાલ હવાલથીજ મેં અંગીકારેલું રાષ્ટ્રકાર્ય વધુ ખુલતું જાય આવો પણ કદાચિત્ પરમેશ્વરનો સંકેત હશે!"**

આ પ્રમાણે કેસ પૂરો થઇ તિલકને તા. ૨૨ જુલાઇની રાત્રે ૯।। વાગતાંજ, દાવરે શિક્ષા કરી, અને તુરતજ તેમને મૉટર મારફતે સ્ટેશનપર આણ્યા, ત્યાંથી સ્પેશ્યલ ગાડી મારફતે સાબરમતીની જેલમાં લઇ જવામાં આવ્યા. શિક્ષાની હકીકત થોડીવારમાંજ આખા શહેરમાં ફેલાઇ અને બીજે દિવસે દુકાનો કારખાનાં વગેરે બંધ પડી, શહેરનાં

टिळकें आरंभेलुं स्वराज्य-कार्य परदेशमां चलावनार राष्ट्रपुरुष.


बॅ. बॅप्टिस्टा.


लाला लजपतराय.

જ્યાં ત્યાં ઉદાસીનતા જણાવા લાગી. મુંબઇની પેઠે બીજાં સ્થળોએ પણ આ હકીકત તાબડતોબ ફેલાઇ અને જ્યાં ત્યાં દુઃખનાજ દેખાવ જણાવા લાગ્યા! કેટલેક ઠેકાણે સભાઓ ભરાઇ અને તિલકના કુટુંબપર સાંત્વનપર સેંકડો તાર અને સંદેશા મોકલવામાં આવ્યા. આ વખતે કોઇએ તેમને માટે દુઃખના 'નિઃશ્વાસ' કાઢ્યા તો કોઇએ ઇશ્વરની 'સ્તુતિ' કરી; કોઇએ તેમના ગુણાનુવાદ ગાઇ તેમને 'નમસ્કાર' કર્યાં, તો કોઇએ તેમના આખરના ઉદ્‌ગારપર કાવ્યો રચ્યાં; કોઇએ સ્મારક તરીકે તિલકાશ્રમની કલ્પના કાઢી, તો કોઇએ 'તિલક સાંપ્રદાયી મઠ'ની કલ્પના કાઢી. આ પ્રમાણે લો૦ તિલક સંબંધમાં પ્રીતિ, ભક્તિ, પૂજ્ય બુદ્ધિ વગેરે જે જે દેખાડી શકાયું તે તે દેખાડી લોકોએ આ મહાપુરુષ તરફની પોતાની કૃતજ્ઞતા વ્યક્ત કરી. શિક્ષા પછીની આ બધી ચળવળને લીધે કહો કે, સરકારને દયા આવી તેથી કહો—તિલકની શિક્ષા સાદી કરી દંડ માફ કર્યો; અને મંડાળે ખાતે સારી રીતે રાખી તેમને પુસ્તકો વાંચવાની છૂટ આપી.

તિલકને થયેલી શિક્ષા જોઇ કેટલાક હિંદી, અને વિલાયતમાંના પત્રકારોએ અને આગેવાન ગૃહસ્થોએ જે ઉદ્‌ગાર કાઢ્યા હતા, તેમાંના થોડા નીચે ઉતારવામાં આવ્યા છે.

"We have differed from Mr. Tilak in many matters and on the vital points, but the calamity that has befallen him has grieved us beyond measure. His speech in self-defence in the state of health in which he was and his last

brave and touching reply to the question why sentence should not be passed upon him showed the real man. It is inexpressibly sad that a man of his talents, energy and unflinching determination should find himself overwhelmed with such a misfortune from which Providence alone can save him in the present state of his health."

—*The Gujarathi.*

"Mr. Tilak remained at the moment of his conviction the most conspicuous politician in India and among large sections of the people he has enjoyed a popularity and wielded an influence that no other public man in the Dependancy, could claim to equal."—*The London Times.*

"Prior to his arrest, Mr. Tilak was but the leader of a party. He is now a national martyr and a popular hero."

—*H. E. A. Cotton in the New Age.*

## पाचमी आपत्ति.

## રૂ૦ ૨૦૦૦૦ ની જામિનગિરીનો કેસ.

આ કેસ ૧૯૧૬ ના જુલાઇની ૨૨ મી તારીખે પુનાના મૅજિસ્ટ્રેટ મિ. હૅચ્ પાસે શરૂ થયો. લો૦ તિલકે બેલગામ અને અહમદનગર ખાત્રે હોમરૂલના સંબંધમાં કરેલાં ભા૰

ણુમાં રાજદ્રોહના વિધાન છે આવું સરકાર પક્ષનું કહેવું હતું. તે મૅજિસ્ટ્રેટને ખરૂં લાગ્યાથી તેમણે; લોકમાન્ય તિલકે એક વર્ષ સારી વર્તણુક રાખવાં બદ્દલ દસ દસ હજારના બે જામિન આપવા આવો નિકાલ આપ્યો હતો. તેપર લોકમાન્યે ૨૩ ઓગસ્ટને રોજ હાઇકૉર્ટમાં અપીલ કરી. તેનો નિકાલ ન્યાયમૂર્તિ બૅચલર અને શાહ એમણે આપ્યો; અને તે અન્વયે હોમરૂલનો પ્રસાર કરવો એ બેકાયદાસર નથી; માટે લોકમાન્યનાં ભાષણો ૧૨૪ અ કલમ નીચે આવતાં નથી આમ ઠરાવી નીચલી કૉર્ટે લીધેલા જામીન રદ કરવામાં આવ્યા. (આ ભાષણો પુસ્તકના આકારમાં પ્રસિદ્ધ થઇ ગયાં હોવાથી અને તેની હજારો નકલો ખપી હોવાથી અમે તે અહીં આપ્યાં નથી.) આ કેસના અરસામાંજ લો૦ તિલકને ૬૦ વર્ષ પૂરાં થઇ ૬૧ મું વર્ષ બેસતું હેવાથી તિલક-જયંતી ઉજવવામાં આવી હતી. આ વખતે પુનામાં ઘણો મોટો સમારંભ કરવામાં આવ્યો હતો અને તેમાં લોકમાન્યને માનપત્ર અર્પણ કરવામાં આવ્યું હતું તથા આખા દેશ તરફથી પર્સ તરીકે લોકમાન્યના પ્રેમી ભક્તોએ એક લાખ રૂપીયાની રકમ તેમને અર્પણ કરી હતી. અને લોકમાન્યે તે રકમના સંબંધમાં કહ્યું હતુ કે આ સર્વ રકમ દેશસેવામાંજ ખર્ચવા હું સ્વીકારૂં છું.



## સુરતની રાષ્ટ્રીય સભા.

સન ૧૯૦૭ની સુરતની રાષ્ટ્રીય સભા તિલકના આયુષ્યક્રમમાંનોજ નહિ, પરંતુ હિંદુસ્થાનના આયુષ્યક્રમમાંનો એક અત્યંત મહત્ત્વનો બનાવ થયો એમ કહેવાને હરકત નથી. તિલક આ વખત સુધી અનેક વખતે રાષ્ટ્રીય સભામાં ગયા હતા; અને ત્યાં તેમણે અનેક વિષયોપર ભાષણ પણ કર્યાં હતાં. પણ આ વખતે તિલક અને રાષ્ટ્રીય સભાનો જેટલો સંબંધ જોડાયો તેટલો આ પૂર્વે કદી પણ જોડાયો નહોતો અને તિલક આ વખતે જેટલા આગળ આવ્યા તેટલા તે પહેલાં કદી પણ આવ્યા નહોતા. આ બાબતમાં મુખ્ય કારણ રાષ્ટ્રમાં ઉત્પન્ન થયેલા નવા વિચાર એ તો છેજ; પણ તે સાથે તિલકે દેખાડેલી વિલક્ષણ કર્તવ્યનિષ્ઠા પણ ઘણે અંશે કારણીભૂત થઇ, એ ભૂલી જવું જોઇએ નહિ.

રાષ્ટ્રીય સભાએ ધીમા-પણાનું ધોરણ ન સ્વીકારતાં, બાવીસ વર્ષના પરિશ્રમથી નાંખેલા પાયાપર મજબૂત ઇમારત ઉભી કરવાનો ઉપક્રમ કરવા માટે તિલકે કંમર કસેલી જોઇ કેટલાકો આશ્ચર્યચકિત થયા. રાષ્ટ્રીય સભાના ઉચ્ચાસનપર તેમનું આગેવાનપણું કસોટીએ ચઢ્યું, તે વખતનું તેમનું અલૌકિક ધૈર્ય જોઇ, શબ્દોથી તેનાં વખાણ કરવાં અશક્ય છે. રાષ્ટ્રીય સભા ભરાતાં પહેલાં સુરતમાં એકઠા થયેલા લોકો પાસે વ્યાખ્યાનો આપી, સ્પષ્ટ અને નિર્ભયતાથી તેમના કાન ઉઘાડવા; માનાપમાન લક્ષમાં ન લેતાં મધ્યસ્થ મારફતે સલાહપૂર્વક કાર્ય પાર પાડવા માટે ખટપટ કરવી; એ ખટપટ નિરર્થક થયેલી જોઇ તેમને ઉદ્વેગ થવો, વગેરે બનાવો, જેમણે પ્રત્યક્ષ પોતાની આંખે જોયા

હશે તેમને સુરતની રાષ્ટ્રીય સભા અને તિલકનો સંબંધ કેમ સાંધવો જોઇએ એની સમજ પડશે; અને રાષ્ટ્રના ઇતિહાસમાં ન ભૂલાવા જેવો આ બનાવ કેમ બન્યો એનું પણ તેઓ બરાબર અનુમાન કરી શકશે.

આ હકીકતના અંગે આ બનાવનું મૂળ વાંચકોને જણાવવું જરૂરનું છે.

પ્રો૦ તિલકના સંબંધમાં સરકારમાં અને સુશિક્ષિતોમાં ગેરસમજ ઉત્પન્ન થયેલ છે. એનું કારણ જો કે, તેમનો હઠીલો સ્વભાવ માનવામાં આવે છે, પરંતુ એ એક મોટી ભૂલ છે એ નીચે આપેલા મિ. નેવિહન્સનકૃત New spirit in Inda માંના ઉતારાપરથી સિદ્ધ થશે. મિ. નેવિહનસન કહે છે કે, આ ઉદ્‌ગાર એક મોટાં ઇંગ્રેજ અધિકારીના છે. આ અધિકારીના મનમાં તિલક માટે ઘણો આદર હતો. પરંતુ તિલક દુરાગ્રહી છે આવી સર્વત્ર ખ્યાતિ હોવાથી પોતાનો અનાદર થવાની બ્હીકે તેઓ તિલકને મળી શકતા નહિ. પરંતુ અકસ્માત્ જ્યારે તેમનો મેળાપ થયો, ત્યારે આ મોટા અધિકારીની ગેરસમજ દૂર થઇ.

તેજ પ્રમાણે રાષ્ટ્રીય પક્ષે પણ બહુ જનસમાજમાંજ નહિ, પણ રાષ્ટ્રીય સભાના પ્રાગતિક આગેવાનોમાં પ્રો૦ તિલક માટે ગેરસમજ હતી. જહાલ અને મવાલ પક્ષ થવામાં તિલકજ મુખ્ય કારણ છે, તેમને બે પક્ષની સલાહ ઇષ્ટ નથી; તેમને બે જૂદી રાષ્ટ્રીય સભા જોઇએ છે—સલાહ માટે તેઓ કદી પણ કબૂલ થશે નહિ વગેરે ઘણા તર્કકુતર્ક સરકારી અધિકારી અને કેટલાક પ્રાગતિક આગેવાનોમાં થતા હતા; પરંતુ તે સર્વ અસ્થાને હતા.

એ તેમના બેલગાંવની પ્રાંતિક પરિષદ્‌માંના સલાહના ઠરાવ-પરના ભાષણથી પૂર્ણપણે, સિદ્ધ થયેલું છે.

રાષ્ટ્રીય સભાનો જન્મ સન ૧૮૮૫ ની સાલના ડિસેંબરમાં પુનામાં થવાનો હતો, પરંતુ એકાએક ત્યાં મહામારીનો ઉપદ્રવ થવાથી રાષ્ટ્રીય સભાની બેઠકનું માન મુંબઇને મળ્યું. તે પછી વીસ વર્ષ સુધી, એટલે ૧૯૦૫ સુધી રાષ્ટ્રીય સભામાં બે પક્ષ થયા નહોતા. વચમાં વચમાં કેટલીક બાબતમાં તીવ્ર મતભેદ જણાઇ આવતો હતો; પરંતુ કર્ઝનકૃત બંગાળાના ભાગલા થતાં સુધી ઉઘાડી રીતે બે પક્ષ થયા નહોતા. લૉર્ડ કર્ઝન સાહેબે લોકમતની પરવા ન કરતાં પોતાના અધિકારના જોરપર બંગાળાના ભાગલા અમલમાં આણ્યા; ત્યારે બંગાળાના લોકોએ હજારો સભાઓ ભરી, અરજો કરી, પરંતુ સર્વ વ્યર્થ. ત્યારે આપણું કહેવું ઇંગ્લંડના વ્યાપારી વર્ગને સંભળાવ્યા શિવાય ગત્યંતર નથી અને બ્રિટિશ માલનો બહિષ્કાર કર્યા શિવાય તેમ બનવું શક્ય ન હોવાથી બહિષ્કાર યોગનો જન્મ થયો. અને ના. ગોખલેના અધ્યક્ષપણા નીચે બનારસમાં ભરાયલી રાષ્ટ્રીય સભામાં બહિષ્કાર એ કાયદાસરનું રાજકીય શાસ્ત્ર છે એમ ઠર્યું. અને પછી બીજા વર્ષે ૫. પૂ. દાદાભાઇ નૌરોજીના અધ્યક્ષપણા નીચે કલકત્તામાં બહિષ્કાર સાથે સ્વયંસત્તાક બ્રિટિશ કૉલની જેવું સ્વરાજ્ય, રાષ્ટ્રીય શિક્ષણ અને દુઃખ સહન કરીને પણ સ્વદેશી વ્રત પાળવાનો ઠરાવ આવા ચાર ઠરાવ પાસ થયા. ૧૯૦૬ ની રાષ્ટ્રીય સભાથીજ જહાલ અને મવાલ અગર રાષ્ટ્રીય અને પ્રાગતિક એ બે પક્ષ ઉઘાડી રીતે અસ્તિત્વમાં આવ્યા, અને સુરતની રાષ્ટ્રીય સભા શરૂ થતાં પહેલાં તો બન્ને પક્ષમાં

એટલો તીવ્ર મતભેદ થયો હતો કે, બન્ને પક્ષ જૂદા જૂદા કૅંપમાં ઉતરતા હતા! બન્ને પક્ષના ધ્યેય માટે તાત્વિક મતભેદ નહોતો. બન્નેને બ્રિટિશ સામ્રાજ્યાંતર્ગત સ્વરાજ્ય જોઇતું હતું. પરંતુ બહિષ્કાર વગેરે માર્ગ અંગીકારવાથી અધિકારી વર્ગ અને ઇંગ્રેજ લોકો પણ ચીડાશે આવું એક પક્ષનું કહેવું હતું. તો સનદશીર અને કાયદાસર માર્ગ અંગીકાર્યા પછી અધિકારી વર્ગના રોષની બ્હીક રાખવાનું કાંઇ કારણ નથી; આવું બીજા વર્ગનું કહેવું હતું. મિ. નેવ્હિનસને રાષ્ટ્રીયસભાના બન્ને પક્ષ સંબંધમાં લો૦ તિલક સાથે થયેલું પોતાનું ભાષણ છાપેલું છે. તેમાં તિલક પોતાના પક્ષ માટે કહે છે, It is not by our purpose but by our methods only that our party has earned the name of Extremists. Page 74. "અમારા પક્ષનું નામ જહાલ પડેલું છે તેનું કારણ એવું નથી કે, અમારૂં અને મવાલ પક્ષનું અંતિમ સાધ્ય ભિન્ન છે. પરંતુ તે મેળવવાના તેમના અને અમારા માર્ગ ભિન્ન છે." આમ તિલકે સ્પષ્ટ રીતે મિ. નેવ્હિનસનને કહેલું છે; તેપરથી બન્ને પક્ષનું ધ્યેય એકજ છે આ વિધાન નવું નથી એ જણાઇ આવશે. સ્વરાજ્ય, સ્વાવલંબન, બહિષ્કાર, રાષ્ટ્રીય શિક્ષણ, 'સંકટ સહન કરીને પણ' (આ શબ્દ તિલકના ઍમેંડમેંટપરથી કૉંગ્રેસના ઠરાવમાં દાખલ કરવામાં આવ્યા છે.) સ્વદેશી વ્રત-વગેરેના સંબંધમાં તત્વની બાબતમાં રાષ્ટ્રીય-પ્રાગતિક પક્ષમાં ટંટો નહોતો. તેમ હોત તો ૧૯૦૬ ની સાલની કલકત્તાની રાષ્ટ્રીય સભામાં ઠરાવ સર્વાનુમતે પાસ થયા નહોત. પ્રાગતિક આગેવાનોએ પણ ઉપરના ઠરાવને પોતાની

અનુમતિ આપેલી છે. એટલે બન્ને પક્ષનો ટંટો અંતિમ ધ્યેય માટે નહોતો પરંતુ તે સાધ્ય કરી લેવાના માર્ગ સંબંધી હતો એમ જણાઇ આવશે.

૧૯૦૭ ની સાલમાં જ્યારે સુરત ખાતે બન્ને પક્ષના અધ્વર્યુ અને અનુયાયી એકઠા થયા, અને પહેલા દિવસે સુરેંદ્રનાથ બેનર્જીને નીચે બેસી જવું પડી, સભા બીજા દિવસે મુલતવી રાખવાનો અદૃષ્ટપૂર્વ બનાવ બન્યો, ત્યારે બન્ને પક્ષના આગેવાન અનુયાયીઓને સરખુંજ ખરાબ લાગ્યું. બીજે દિવસે સભાનું કામ સરળપણે પાર પાડવાની બન્ને પક્ષની ઇચ્છા હતી. લો૦ તિલકની તો સભા નિર્વિઘ્ન રીતે પાર પાડવાની ઉત્કૃષ્ટ ઇચ્છા હતી. અને તેટલા માટે બીજે દિવસે સવારે કેટલીક બાબતોની ગેરસમજ દૂર થવા તેમણે પોતે પ્રો. ગજ્જર અને ચુનીલાલ સરૈયાની માર્ફતે ખટપટ કરી, પણ તેનો કાંઇ ઉપયોગ થયો નહિ. આ એક વાત ઉપરથીજ તિલકના મનમાં બન્ને પક્ષની ગેરસમજ દૂર થઇ સુરતની રાષ્ટ્રીય સભા નિર્વિઘ્ન રીતે પાર પાડવાની કેટલી ઉત્કટ ઇચ્છા હતી, એ જણાઈ આવે છે. પરંતુ દુર્દૈવે તિલકનો અને એમનો મેળાપજ થયો નહિં. અને બીજે દિવસે અનિષ્ટ બનાવ બની સભા થયા શિવાય પ્રતિનિધિઓને પાછું જવું પડયું ! બીજા દિવસના અનિષ્ટ બનાવ માટે કોણ જવાબદાર હતું, તે બદ્દલ બન્ને પક્ષનું મતૈક્ય થવું પ્રાયઃ અશક્ય છે. પરંતુ મંડાળે જતાં પહેલાં અને આવ્યા પછી પણ લો. તિલકે જૂદી રાષ્ટ્રીય સભા ભરવાનો પ્રયત્ન કર્યો નથી. ઉલટ બેલગાંવની પ્રાંતિક સભામાં ઐક્ય માટે તેમણે અત્યંત ખટપટ કરી, એપરથી તેમનાપર સુરતની રાષ્ટ્રીય સભા તોડયાનો જે

કેટલાકો તરફથી આરોપ કરવામાં આવે છે, તે સર્વથૈવ ભૂલભરેલો છે, એમ નિ:પક્ષપાતી મનુષ્યને લાગ્યા શિવાય રહેશે નહિ. ત્રીજે દિવસે પ્રાગતિક આગેવાનોએ એકઠા થઇ "કૉનવ્હેન્શન" સ્થાપન કરી અને તિલકે રાષ્ટ્રીય પક્ષના પ્રતિનિધિઓની Congress-continuation commitee સ્થાપન કરી. પછી ૧૯૦૮ ના એપ્રિલ મહિનામાં અલાહબાદખાતે પ્રાગતિકોએ એકઠા થઇ રાષ્ટ્રીય સભાની "ઘટના" તૈયાર કરી. આ વખતે એક આગેવાને તિલકને સિંહઘડખાતે મળી પૂછ્યું હતું કે, "કંટિન્યુએશન કમિટી"ની સભા કયારે થશે? ત્યારે તિલકે ચોખ્ખું કહ્યું હતું કે, એ રાષ્ટ્રીય સભા ભરવાની મારી બિલકૂલ ઇચ્છા નથી. સુરેંદ્રનાથ બૅનર્જી અને લાલા લજપતરાયને મળી, કૉંગ્રેસ કમિટી બોલાવી બન્ને પક્ષની એક રાષ્ટ્રીય સભા થાય આવો હું પ્રયત્ન કરવાનો છું. પરંતુ દુર્દૈવે તુરતજ તેમનાપર કેસ ચાલ્યો. કેસ ચાલૂ હોતાં, અને નિકાલ થયા પછી તુરંગમાં પણ તેમણે કેવી અલૌકિક સેવા કરી છે એ વાચકોના જાણવામાં છેજ. લો. તિલકને શિક્ષા ન થઈ હોત, તો સંયુકત રાષ્ટ્રીય સભા ઘણીજ જલદી ભરાઇ હોત એમ ઘણાનું ધારવું છે.

લો૰ તિલકને શિક્ષા થયા પછી ૧૯૦૮ ના નવેંબરમાં મહારાષ્ટ્રના અને નાગપૂરના કેટલાક પ્રમુખ રાષ્ટ્રીય અને પ્રાગતિક તથા રાષ્ટ્રીય બંગાલી આગેવાનોની અમૃતબઝાર પત્રિકાની ઑફિસમાં સભા ભરાઇ હતી અને તેમાં સંયુક્ત રાષ્ટ્રીય સભા ભરવાનો પ્રયત્ન થયો હતો. ૧૯૦૧ ની સાલમાં અલાહાબાદની રાષ્ટ્રીય સભામાં સર વુઇલ્યમ વેડરબર્ન અધ્યક્ષ હતા, તે વખતે પણ ઘણા આગે-

વાનોએ પ્રયત્ન કર્યો હતો. કૈ. ના. ગોખલેએ ૧૯૧૧–૧૨ ની સાલમાં "ઘટનાની" કલમમાં સહેજ ફેરફાર કરી રાષ્ટ્રીય સભાનું દ્વાર થોડુંક વિસ્તૃત કરવાનો પ્રયત્ન કર્યો હતો. પરંતુ કોઇનો પણ પ્રયત્ન સફલ થયો નહિ, અને લો૦ તિલક આવતા સુધી સંયુક્ત રાષ્ટ્રીય સભા ભરવાનો સુયોગ આવ્યો નહિ. લો૦ તિલક મંડાળેથી પાછા આવ્યા પછી રાષ્ટ્રીય સભાના સેક્રેટરી મિ. સુબ્રાવ પંતલુ અને મિસેસ બેસંટ પુના આવ્યાં હતાં. તેમનો અને બીજા કેટલાક રાષ્ટ્રીય આગેવાનોનો લો૦ તિલકના વાડામાં ઐક્ય માટે વિવાદ થયો હતો. અને તે વખતના લો૦ તિલકના ભાષણપરથી જણાઇ આવે છે કે, તેઓ સંયુક્ત રાષ્ટ્રીય સભાની વિરુદ્ધ હતાજ નહિ. ૧૯૦૪ ની સાલમાં મદ્રાસ ખાતે ભરાયેલી રાષ્ટ્રીય સભાની વિષયનિયામક કમિટીમાં સંયુક્ત રાષ્ટ્રીય સભા ભરવા માટે ઘટનાની ૨૦ મી કલમમાં દુરુસ્તી કરવાનો એક ઠરાવ મિસેસ બેસંટે આણ્યો હતો. પરંતુ તે ઠરાવ પાસ થયો નહિ. ફક્ત ઐક્યને માટે વિચાર કરવા માટે એક કમિટી નીમી તે કામ લાંબણીપર નાંખવામાં આવ્યું. પછી ૧૯૧૫ ની સાલના મે મહિનામાં પુનામાં મુંબઇ ઇલાકાની ૧૭ મી પ્રાંતિક પરિષદ્ બૅ. મિ. બૅપ્ટિસ્ટાના અધ્યક્ષપણા નીચે ભરાઇ હતી. તે સભામાં સંયુક્ત રાષ્ટ્રીય સભા માટે પ્રયત્ન કરવા સારૂ અધ્યક્ષ બૅ. મિ. બૅપ્ટિસ્ટા, ના. બેલવી અને લો૦ તિલકની એક કમિટી નીમવામાં આવી હતી. પછી ૧૯૧૫ ના ડીસેંબરમાં મુંબઇમાં જે રાષ્ટ્રીય સભા ભરાઇ, તેમાં "ઘટના" ની વીસમી કલમમાં દુરુસ્તી થઇ, રાષ્ટ્રીય સભાનું દ્વાર અધિક વિસ્તૃત કરવામાં આવ્યું અને બે વર્ષ કરતાં અધિક

જુની રાજકીય સંસ્થાને પંદરં પ્રતિનિધિ ચુંટવાનો હક્ક આપવામાં આવ્યો. વીસમી કલમની આ દુરુસ્તી રાષ્ટ્રીય પક્ષને સંપૂર્ણ સમાધાનકારક લાગતી નહોતી. તેનો ફાયદો લેવો અગર રાષ્ટ્રીય સભાનું દ્વાર પૂર્ણ વિસ્તૃત થતાં સુધી વાટ જોવી, આ નાજુક પ્રશ્ન રાષ્ટ્રીય પક્ષ સામે ઉભો રહ્યો. રાષ્ટ્રીય પક્ષના આગેવાનોમાં આ સંબંધમાં તીવ્ર મતભેદ હતો અને બેલગામની પરિષદ્ તરફ સર્વનું લક્ષ ખેંચાયેલું હતું; અને તે કરતાં પણ લો૦ તિલક શી સલાહ આપે છે એ તરફ તો સર્વનું ખાસ લક્ષ ખેંચાયેલું હતું. મિ. નેવ્હિન્સનના પુસ્તકમાંના આપેલા ઉતારામાંના મોટા ઇંગ્રેજી અમલદારની પેઠે ગેરસમજ થયેલા કેટલાક લોક, લો૦ તિલક દુરાગ્રહી ( irrecsnciable ) છે; તેમનું બિરદ સંસ્થા તોડવાનું છે, તોડવાનું નથી; તે શેના ઐક્ય કરે; તિલક ઐક્ય કરવા ઇચ્છે એ પશ્ચિમ તરફ સૂર્યોદય થયા જેવું છે; વગેરે બડબડાટ કરતા હતા. પરંતુ લો૦ તિલકે પોતાની કૃતિથી મવાલ આગેવાનોનો અને બહુજનસમાજમાંના ઘણાનો મત કેટલો ભૂલભરેલો હતો, એ દુનિયાની નજરે આણી આપ્યું છે.

બેલગામમાં થયેલી પ્રાંતિક પરિષદમાં સર્વાનુમતે ઐક્યનો ઠરાવ પાસ થયો એ વાત ખરી છે; પરંતુ લો. તિલક જો બેલગામમાં હાજર નહોત તો, તે ઠરાવ પાસ થયો હોત કે નહિ, એની શંકાજ છે. આ ઠરાવપર ઘણો વાદવિવાદ થયો. મુંબઈની રાષ્ટ્રીય સભામાં 'વીસમી કલમમાં થયેલી દુરુસ્તી પૂર્ણ સમાધાનકારક નથી આવો બીજા કેટલાક પ્રમુખ પ્રતિનિધિની પેઠે લો. તિલકનો પણ મત હતો. પરંતુ 'માતૃભૂમિના હિત માટે સર્વ પક્ષના લોકોએ

સંયુક્ત થવું જરૂરનું છે કે નહિ' આવો એકજ પ્રશ્ન જ્યારે લો. તિલકે પ્રતિનિધિઓને કર્યો ત્યારે સર્વને મતભેદ વિસરી જઇ "હા" કહેવી પડી. આવી રીતે લો. તિલકે રાષ્ટ્રીય સભા સંબંધમાં અત્યંત મહત્ત્વની સેવા બજાવેલી છે.

## સ્વદેશી ચળવળ.

૧૮૫૮ ના રાણી સરકારના જાહેરનાંમાયે હિંદુસ્થાનની રાજકીય ચળવળનો પાયો નાંખ્યો, એમ જે કેટલાકનું કહેવું છે, તે તદ્દન ખરૂં છે. પરંતુ એવા ફક્ત સામાન્ય પાયાપરજ હિંદુસ્થાનના લોક કેટલાક દિવસ ઝુકતા રહે! ઉપરની ઇમારત જો બે ચાર હાથ પણ કદી ઉંચી ચઢી નહિ, તો તે ફક્ત પાયાના ચોતરાનો ભપકો, ઉપરની ઇમારતની કલ્પના કેટલા દિવસ દૃષ્ટિ-આડ રાખી શકે? તો પણ એમાં તો સંશય નથીજ કે, ૧૮૫૮ ની આશાયે ૧૮૮૫ સુધીનો વખત લીધો. પરંતુ ત્યાં સુધીમાં તેનું સામર્થ્ય ઘણુંજ કમી થતું ગયાથી ૧૮૮૫ ના ડીસેંબરમાં નવીન આશાની અને નવીન આકાંક્ષાની ઇંડિયન નૅશનલ કૉંગ્રેસ નામની સંસ્થા શરૂ થઇ. આ સંસ્થાને દેશમાંની પહેલાંની નાની નાની સંસ્થાઓએ પોતપોતાના બળની મદદ આપી, અને રાષ્ટ્રીય સભાના વજનથી આ સંસ્થાઓને પણ મહત્ત્વ પ્રાપ્ત થયું. જે નાની નાની નદીઓ પોતાનું પાણી સમુદ્રને આપે છે, તેમને બહુધા કદી પણ તોટો પડતો નથી. કારણ, સમુદ્રની ભરતીથી તેમનાં પાણી વધારે વધે છે. એવા અન્યોન્ય ઉપકારના પ્રવાહથી રાષ્ટ્રીય સ્વરૂપની સંસ્થાનાં બીજાં નાનાં નાનાં વૃક્ષ અને તેની શાખાઓ

પણ સારી રીતે વધતી ચાલી હતી. લોકપક્ષના વલણની નવીન શાળાઓ નિકળી હતી. તે શાળાઓની મહત્ત્વાકાંક્ષા કૉલેજોના સંસ્થાપનથી પૂર્ણતાને પામવા લાગી હતી. નવીન વર્તમાનપત્રો લોકોના વિચારને નવા વલણે ચઢાવતાં હતાં. નવા ગ્રંથો, નવીન વ્યાખ્યાનો, નવીન ઉપદેશ વગેરે ઉપાયોથી જૂના અંધકારપર નવીન પ્રકાશ પડતો જતો હતો. પૂર્વે દેશમાં ન હોનારા નવીન ઉદ્યોગ નિકળતા હતા. નવીન કંપનીઓ નવીન ભાંડવળ એકઠી કરવા લાગી હતી. અને નવા ધંધા શિખવા માટે નવા દમના વિદ્યાર્થીઓ નવા નવા દેશમાં જવા લાગ્યા. હતા. આવી રીતે આખા દેશમાં ચારે તરફ નવી ચળવળ ઉત્પન્ન થઈ. લોકોની આંખો ઉઘડી. વિચારોની દિશા બદલાઈ. સત્ય અસત્યનો ભેદ સમજાવા માંડયો અને પરકીય હિતમાંનું પોતાનું અહિત જણાવવા લાગ્યું.

આ સ્થિત્યંતર થવામાં પ્રમુખત્વે જો કોઈ કારણીભૂત થયું હોય તો તે લોકમાન્ય બાળ ગંગાધર તિલક છે. સામાન્ય લોકોના હાથમાં કાંઈ લશ્કર નથી હોતાં, કિંવા તોપખાનાં નથી હોતાં. કે જેના યોગે તેમણે અમુક એક મજબુત કિલ્લો જમિનદોસ્ત કર્યો, આવાં નિરુપયોગી અદ્ભુત વર્ણનો ચરિત્રમાં વર્ણાય! સામાન્ય લોકો પાસે બે હાથ, બે પગ, અને મગજમાં થોડુંક સ્વદેશહિત કરવાની-બુદ્ધિ આટલીજ સામગ્રી હોય છે. પણ એટલી અલ્પ સામગ્રીથી પણ જ્યાં કોઈ એક સત્ત્વધીર અને સદાચરણી સ્વદેશાભિમાની મહાત્મા પોતાનો આખો દેશ હચમચાવી મેલે છે, ત્યારે તેનું કેટલું મહત્ત્વ હોવું જોઈએ, એની બરોબર કલ્પના થાય છે. લો० તિલક આવા મહાત્મા

છે, આ વાત કોઇને નવી કહેવી જોઇએ એમ નથી. પરોપકાર, લોકસંગ્રહ અને સ્વદેશભક્તિ વગેરેના યોગે સઘળા લોકોના ચિત્તનું આકર્ષણ કરી લેવાના કામમાં તેમના જેટલું ઇશ્વરદત્ત સામર્થ્ય જેમનામાં છે, એવી અદ્વિતીય વિભૂતિ આજના કાળમાં તો આપણા દેશમાં ક્યાંય મળી આવવી અશક્ય છે. હિંદુસ્થાનની ઉન્નતિ માટે આજ કાલ સર્વ લોક પ્રયત્ન કરે છે એને માટે વાદજ નથી. લો૦ તિલકજ હિંદુસ્થાન માટે પ્રયત્ન કરે છે, એમ નથી; પરંતુ બાકીના સઘળા પ્રાગતિક લોક હિંદુસ્થાનના હિત માટેજ પ્રયત્ન કરે છે! પરંતુ સ્વદેશહિત સાધવાના કામમાં લો૦ તિલકપર હિંદુસ્થાનના લોકોનો જેટલો વિશ્વાસ છે તેટલો બીજા કોઇનાપર પણ નથી. અને તેથીજ લો૦ તિલક જે કોઇ એક સાદું લોકોપયોગી કામ હાથમાં લે છે, તેપર સાહજિક રીતે લોકોની શ્રદ્ધા બેસે છે; અને તેથી તેને મહત્ત્વ પ્રાપ્ત થાય છે, તેની વ્યાપકતા વધે છે, અને તેની ઉપયુક્તતા તાબડતોબ અનુભવમાં આવે છે. લોકમાન્ય તિલકે આવી અનેક બાબતો કરેલી છે. નિશાળ, કૉલેજ, લૉ. ક્લાસ, કેસરી, મરાઠા, કોલ્હાપૂર કેસ, તુરંગવાસ, ગણપતિ–ઉત્સવ, રાજદ્રોહના કેસ, બાબામહારાજની મિલકતનું પ્રકરણ, મદ્યપાનનિષેધ, પિકેટિંગ, રાષ્ટ્રીય શિક્ષણ, સ્વદેશી ચળવળ, શિવાજી ઉત્સવ, પૈસાફંડની ચળવળ, કાચ–કારખાનું, સુરતની રાષ્ટ્રીય સભા, કર્મયોગનું મહત્ત્વ, વગેરે તેમના હાથે બનેલા અનેક બનાવોના યોગે તેમની કીર્તિ અજરામર થઇ ગયેલી છે. અને તેમના દેશનું પગલું સ્વકીય કર્તવ્યની જાગૃતિમાં ઘણું આગળ પડેલું છે.

લો૦ તિલકે જે જે અનેક ચળવળો કરેલી છે તે સઘળીએ સ્વદેશી ચળવળોજ છે. કારણ, તેમાં પરદેશી

ચળવળ કઇ છે? તેમણે પરદેશના હિતને માટે કોઇ પણ ચળવળ કરી નથી. આવી દૃષ્ટિથી તેમની સઘળી ચળવળો સ્વદેશી ચળવળો છે. તો પણ સ્વદેશી ચળવળ આ શબ્દ અત્યાર સુધીની રૂઢીથી અમુક એક વિવક્ષિત ચળવળને અનુલક્ષી નિયંત્રિત કરેલો છે. હાલમાં આપણો દેશ જે હીન દશા પર્યંત આવી પહોંચ્યો છે, તે સ્થિતિમાંથી તે બહાર નિકળે, તેની ઉન્નતિ થાય, આવી સઘળાની ઇચ્છા છે. પરંતુ તે ઇચ્છા ફળદ્રુપ થવાને કયા ઉપાય યોજવા એ કોઇને પણ સમજાતું નથી, આપણી જન્મદાત્રી મૂર્છાથી બેશુદ્ધ થઇ પડેલી છે. પણ તેની આ બેશુદ્ધિ કયા અંજનથી ઉતરે, એ કોઇ પણ નિશ્ચયપૂર્વક અને સ્પષ્ટ રીતે કહી શકતું નથી. આપણી જન્મભૂમિની સ્થિતિ સુધારવા માટે અનેકોએ અનેક પ્રયત્ન કર્યાં; પરંતુ રાષ્ટ્રોની માલિકામાં તેનો દર્જો જે છેવટના નંબરનો હતો, તે એક લેશ પણ ઉપર ચઢયો નહિ! એટલે લોકપક્ષીય આગેવાન લોકોના ધ્યાનમાં આવ્યું કે, ઉપાયો કરવામાં કાંઇ ભુલ થાય છે. સર્વ લોકોનાં અંતઃકરણમાં જાગૃતિ ઉત્પન્ન થવી જોઇએ; તેમને પોતાનુ હિત અહિત સમજાવા માંડવું જોઇએ; આપણો દેશ રાજકીય દૃષ્ટ્યા કઇ અવસ્થામાં છે એનું જ્ઞાન ત્રીસ કરોડ લોકોના અંતઃકરણમાં ઝળકવું જોઇએ; વગેરે બીજી જાતના ઔષધોપચારની યોજના શરૂ થઇ આ ઉપાયોમાંનોજ—સ્વદેશી ચળવળ—એક ઉપાય છે. ઔદ્યોગિક બાબતમાં, આપણને પૂર્ણ સ્વાતંત્ર્ય છે; એટલે આપણા ઉદ્યોગ ધંધાને ઉર્જિતાવસ્થામાં આણી પરદેશી માલ બંધ પાડવાથી આપણો ઘણો કાર્યભાગ થશે, આવી સમજણપર આ સ્વદેશી 'ચળવળની ઇમારત ઉભી કરવામાં

આવી. આ ચળવળને લીધે મુંબઇ, અમદાવાદ, પુના વગેરે પ્રસિદ્ધ મોટાં શહેરોમાં અનેક મીલો નિકળી; સ્વદેશી માલ વેચવાની મોટી મોટી દુકાનો નિકળી. આ સ્વદેશી ચળવળને ઉત્તેજન આપવાને માટેજ જાણે કે, લૉર્ડ કર્ઝન સાહેબના મનમાં બંગાળાના ભાગલા કરવાની બુદ્ધિ ઉત્પન્ન થઇ! આ ભાગલાને લીધે સ્વદેશાભિમાનમાં ક્રોધની પ્રચંડ જ્યોત સળગી. આખો બંગાળ પ્રાંત ખળભળી ગયો. શાંત મગજ પણ ભમી ગયાં. આ કાર્યની વિરુદ્ધ બંગાળી લોકોએ સ્વદેશી અને બહિષ્કાર આ બે શસ્ત્રો ઉપયોગમાં આણવાનું ઠરાવ્યું. આ પછીનો બંગાળામાંની સ્વદેશી ચળવળનો ઇતિહાસ ઘણો મનોરંજક, બોધપ્રદ અને ઉત્તેજનપર છે. આ ચળવળની છોળો આખા હિંદુસ્થાનમાં ફેલાઇ. આ સમયમાં લો૦ તિલકે પોતાની અધિકારયુક્ત વાણીનો, અને સ્વદેશભક્તિ માટે આચરેલી કડક તપશ્ચર્યાનાં પુણ્યનો અને સામર્થ્યનો સર્વ ફાયદો સ્વદેશી ચળવળને આપ્યો. લોકનાયકોમાં અમુક એક ગુણ હોવાની જરૂર છે. કયો સમય કેવો છે, અને કયા મતના પ્રસાર માટે કયો પવન અનુકૂલ વાય છે, એની તેમને પારખ કરતાં આવડવી જોઇએ છે. લો૦ તિલકના અંગે આ ગુણ પ્રમુખ છે. લો૦ તિલકે લોકોને સ્વદેશીનું વલણ આપવાનો નિશ્ચય કર્યો અને તે અનુસાર તેમણે કેસરીમાં લેખો લખવાની અને સભાઓમાં ઉપદેશ આપવાની શરૂઆત કરી. આ વખતેજ તેમના અંગના નિઃસીમ દેશભક્તિ, અગાધ બુદ્ધિમત્તા, નિરંતર લોકહિતચિંતન, અવર્ણનીય કર્તવ્યનિષ્ઠા, નિર્ભયતા, ધૈર્ય, આજન્મ દેશસેવા, દુઃખમય કારાગૃહવાસ, પરોપકારવૃત્તિ વગેરે ગુણોની લોકોએ કિંમત

આંકી; અને તેઓ લોકમાન્ય થયા. લો૦ તિલકે કેસરીમાં સ્વદેશી વ્રતનો ઉપદેશ કરવાની શરૂઆત કરવા માંડી ત્યારથી લોકોનો ઉત્સાહ વધતોજ ચાલ્યો. કેસરીના અગ્ર લેખમાં સ્વદેશી ચળવળને લગતી ચર્ચા થવા માંડી. આપણા દેશની સ્થિતિ, હિંદી ઉદ્યોગ ધંધા, અર્થશાસ્ત્રદષ્ટ્યા સ્વદેશી ચળવળનો અર્થ, સંરક્ષિત અને સ્વતંત્ર વ્યાપાર વગેરે સ્વદેશી ચળવળને લગતા અનેક પ્રશ્નોનાં સોપપત્તિક વિવેચન કેસરીમાં થવા માંડ્યાં. સારાંશ, કેસરી વર્તમાનપત્ર સ્વદેશી ચળવળનું એક એનસાયકલો પિડિયાજ બની ગયું. લો૦ તિલકે સર્વ સાધનોનો ઉપયોગ કરી સ્વદેશી ચળવળ યશસ્વી કરી. આ ચળવળને રાષ્ટ્રીય સભામાં ઠરાવ રૂપે આણવાની તેમણે ખટપટ કરી અને છેવટે પરમેશ્વર કૃપાથી તેમને તે કાર્યમાં યશ પણ મળ્યો એ વાત મશહૂર છે.



# સ્વભાવ, વર્તન અને ગુણ.

## સ્વભાવ.

પ્રો૦ તિલકનો મૂળનો સ્વભાવ તાપટ છે. પણ પારાને જેમ અનેક રાસાયણિક દ્રવ્યોથી મારી નાંખી તેની ભસ્મ કરે છે, તે પ્રમાણે વિચાર, વાચન અને અનુભવથી તાપટ વૃત્તિને મારી નાંખી તે શાંત કરેલી છે. મારેલો પારો ઉત્તમ ઔષધ બની જેમ કાર્ય કરે છે, તે પ્રમાણે શાંત કરેલી તેમની તાપટ વૃત્તિથીજ તેમના હાથે અનેક સત્કૃત્યો બનેલાં છે. કેટલાક, તાપટ વૃત્તિને ખરાબ કહે છે; અને તે એકલીજ જો મનુષ્યમાં હોય, તો ખરાબ પણ છે. પણ સારાસાર-વિચાર, મનન વગેરેની તેનાપર છાપ પડી હોય, અને તેના તંત્રે તે ચાલનારી હોય, તો તેમાં કાંઇ ખરાબ નથી. ઉલટ તે ન હોય, તો મનુષ્યના હાથે જે અનેક મહત્ત્વનાં કામ થાય છે, તે કદી પણ થાય નહિ. જેમ બૉઇલરમાં બાફને રોકી રાખી તેનો ઇંજિન ચલાવવામાં અથવા તેવાજ પ્રકારના બીજા કામમાં ઉપયોગ કરે છે, તે મુજબ વિચાર-શક્તિના ભાર નીચે પોતાની તાપટ વૃત્તિને રાખી તેના જોર-પર તેમણે આજ પર્યંત અનેક કામો ઉઠાવેલાં છે.

આવી શાંતવૃત્તિને તેમના ખુલ્લા મનની જોડી સારી મળેલી છે. તેઓ કોઇક કોઇક વાર બીજાપર રોષે ભરાય છે; પણ થોડોજ વખત જતાં તે રોષનું ચિન્હ પણ જણાતું નથી. તેઓ જો કે ખુલ્લા મનના છે, છતાં તેમના મુખપર વિદ્વત્તા અને કર્મનિષ્ઠાનું „એવું કાંઇ વિલક્ષણ તેજ છે કે, તેમની સાથે વાત કરતાં કોઇને પણ ધાક લાગે. તેઓ જેમ ખુલ્લા મનના છે, તેમજ વિનોદી પણ છે. પણ આ

વિનોદનો અનુભવ તેમના પરિચિત મનુષ્ય શિવાય બીજા કોઇને થતો નથી. એમનો સ્વભાવ સહેજ શરમાળ છે. પણ એ શરમાળુપણું સાર્વજનિક વર્તન કરતાં ખાનગી વર્તનમાં વધારે જણાઇ આવે છે; અને તેથી કયારેક ગૃહ-કુલમાં કિંવા પોતાની સંસ્થામાં કેટલીક અડચણો ઉત્પન્ન થાય છે. તેમનામાં જો આ શરમાળુપણું નહોત, તો કેટલાક આપમતલબી અને ઉપદ્રવ્યાપી લોકોએ વખતો વખત તેમને જે ત્રાસ આપ્યો, તે આપ્યો ન હોત.

## વર્તન.

વર્તનમાં બે ભેદ કરવા જોઇએ. એક ખાનગી વર્તન; અને બીજું સાર્વજનિક અથવા લૌકિક વર્તન. કુટુંબમાંના માણસો સાથે મમતાથી વર્તવું, અને તેમની યોગ્ય ફિકર રાખવી, છોકરાંનું સંગોપાન કરી તેમને શિક્ષણ આપવું અને તેમને સન્માર્ગે લગાડવાં, એકપત્નીવ્રત પાળવું અને કોઇ પણ વ્યસનથી અલિપ્ત રહેવું વગેરે ખાનગી વર્તનનાં અંગો તેમણે ચોખ્ખાં રાખ્યાં હોવાથી, એમના વર્તનનું વજન તેમનાં કુટુંબી માણસોપરજ નહિ, પણ તેમની સાથે સંબંધ રાખનારા દરેક માણસપર છે. એટલુંજ નહિ, પણ એવું સદ્વર્તન એ એક પ્રચંડ શક્તિ હોવાથી પર્યાયે તેનો લૌકિક વર્તનમાં પણ ઉપયોગ થાય છે. એમનું લૌકિક અથવા સાર્વજનિક વર્તન તો ચોખ્ખું છે અને તે અનેક વખતે કસોટીએ ચઢેલું છે. મોટા પુરુષો રાષ્ટ્રની નાડીઓ છે. માટે તેમનું રક્ત જેટલું શુદ્ધ અને નિર્મળ હોય તે પ્રમાણે રાષ્ટ્રનું આયુષ્ય વૃદ્ધિંગત થઇ તેની ખિલવણી થાય છે. લો૦ તિલકના રાષ્ટ્રીય વર્તનની

મુખ્ય અંગો—પ્રામાણિકપણું, પરોપકાર, લોકહિતાર્થ દુઃખ સહન કરવાની તત્પરતા અને દેશ માટે લાગણી એ છે..અને પોતાની કરણીથી આ અંગો તેમણે કેટલાં દઢ કર્યાં છે એનો લોકોને વખતો વખત અનુભવ મળેલોજ છે. કેટલાંકો દેશહિતની લાગણીનો અને સદ્વર્તનનો કાંઇ સંબંધ નથી અને તે ભિન્ન છે એમ માને છે. પણ મદ્રાસના 'હિંદુ' પત્રે એક લેખમાં કહ્યા પ્રમાણે તે એકજ છે, * અને જ્યાં દેશહિતની લાગણી છે ત્યાં સદ્વર્તનની લગારે ઉણપ નથી એમ કહેવું જોઇએ. દેશને માટે ખરી લાગણી અર્થાત્ કાંઇક અંશે સ્વાર્થની વિસ્મૃતિ અને સ્વાભિમાન તથા દેશાભિમાનપૂર્વક પોતાનાપર જવાબદારી રાખવી એ છે એમ કહેવાને હરકત નથી. અને આ વાત સમજી જે પોતાનું કર્તવ્ય ચોખ્ખી રીતે બજાવે છે, તેણેજ લૌકિક સદ્વર્તન પાળ્યું એમ કહેવું જોઇએ. બર્વે-પ્રકરણ, સત્તાણુના સાલનો રાજદ્રોહ, બાબામહારાજનું પ્રકરણ, ૧૯૦૮ નો રાજદ્રોહનો ભયંકર કેસ અને છેવટનું વીસહજારની જામિનગીરીવાળું ધતિંગ, એ પાંચ સંકટો કાંઇ નાનાંસુનાં નથી. એવા વખતે ધૈર્ય ધરી અને શાંત ચિત્ત રાખી, તેમણે દેશહિતની લાગણી કાયમ રાખી, આ તેમના સાર્વ-

* "Where there exists real public spirit, there can be no lack of character. Genuine public spirit means a certain amount of altruism, of forgetfulness of selfish, and a sense of responsibility combined with keen sense of honour both on one's own account and on account of one's country."—*Hindu*, June-10-1903.

જનિક સદ્વર્તનના પુરાવા શિવાય બીજા કાંઇ જોઇએ એમ અમને લાગતું નથી. લોકોએ પોતાના ટંટા એમની પાસે આણ્યા, તો તેમને ન્યાય કરી આપવો, કોઇએ મીલકતની વ્યવસ્થા કરતી વખતે એમની સામે ટ્રસ્ટી નીમવા, સાર્વજનિક કામ માટે હજારો રૂપિયા વિશ્વાસથી એમને સ્વાધીન કરવા અથવા સ્વયંસેવકોની ફોજ ઉભી કરવી વગેરે હરહંમેશ બનતા બનાવો એમના સાર્વજનિક સદ્વર્તનની સત્તાનીજ. સાક્ષ પૂરી પાડે છે. હવે, પ્રસંગ વિશેષે કયારેક એમને યુક્તિ યોજવી પડી છે, કયારેક કડક ભાષા વાપરવી પડી છે અને કયારેક તીખો ઉપદેશ કરવો પડયો છે. પણ એ સર્વ તેમણે લોકહિતાર્થજ કરેલ છે; અને ખરા પત્રકર્તાનું અગર આગેવાનનું એ કર્તવ્ય પણ છે.

## ગુણ.

લો૦ તિલકના અંગે જે ગુણ છે, તેમાં ધૈર્ય એ ગુણ મુખ્ય છે. હમેશના વ્યવહારમાં આવતી અડચણોને ન ગણકારતાં તેઓ પોતાનો આયુષ્યક્રમ સુખશાંતિથી ચલાવે છે; પણ પ્રાસંગિક અડચણ ગમે તેવી મોટી હોય, તો તેમાં પણ તેમનું ધૈર્ય તેમને કદી દગો દેતું નથી. એટલુંજ નહિ, પણ આજસુધી આવેલી અનેક અડચણો તેમણે કઠણ છાતીથી જીતેલી છે. સામાન્ય મનુષ્યને મોટી અડચણો જીવપરનાં સંકટ જેવી લાગે છે; પણ જેને જીવની પણ બ્હીક નથી, તેને મોટી અડચણો પણ શું કરે? તેમનાપર આવી પડેલા ભયંકર પ્રસંગો, ઉતરતી વય અને શક્તિ ક્ષીણ થતી જતી વખતે તેમનાપર આવે એ

અતિ ભયંકર માનવું જોઇએ. તારુણ્યની ધમક કાંઇ જૂદીજ હોય છે. તે વખતે "ગમે તે થાઓ. શું હરકત છે?" આમ મનુષ્યને લાગે છે. પણ તેજ મનુષ્ય ઉતરતી વયમાં અને શક્તિ ક્ષીણ થયા પછી થોડો પણ ધભરાઇ જાય છે. મોટા મનુષ્યોની વાત એથી તદ્દન ભિન્ન હોય છે. જે પ્રમાણુમાં તેમની શક્તિ ક્ષીણ થતી જાય છે, તે પ્રમાણુમાં તેમનું માનસિક ધૈર્ય વધતું જાય છે. કિંબહુના ઉતરતી વયમાં તે ધૈર્ય ઘડાયેલું હોય છે, એમ કહેવાને હરકત નથી. તારુણ્યમાંના ધૈર્યને શક્તિનું પૃષ્ઠબળ હોય છે, એટલે તેની ધમક ઉતરતી વયમાં રહેતી નથી એ વાત જોકે ખરી છે, તોપણ ઉત્તર વયમાં ધૈર્યને વિચાર અને અનુભવનું સાહાય્ય મળતું હોવાથી તેની તેજસ્વિતા એવી કાંઇ વિલક્ષણ હોય છે કે, અડચણ વખતે તો તેનું દર્શન પણ કરી શકાતું નથી. આવું ધૈર્ય લો૦ તિલકના અંગે રમતું થઇ ગયું હોવાથી કોઇ પણ સંકટમાં તેમને કાંઇ પણ લાગ્યું નથી।

રાષ્ટ્રહિતના કામમાં ધૈર્ય દાખવાની સંધી આવતાં, પાછા ન પડતાં, તેમણે પોતાનું કર્તવ્ય કેવું ચોખ્ખી રીતે બજાવ્યું છે, એ તેમનાપર ૧૮૯૭ સાલનો પ્રસંગ ગુજરતાં માફી માગવાની સુચના કરનારા એક બંગાલી મિત્રને તેમણે જે પત્ર લખ્યો હતો, તેપરથી વ્યકત થાય છે. આ પત્ર કલકત્તાના 'વંદે માતરમ્' પત્રે પ્રસિદ્ધ કરેલો હતો અને તેમાંનો સારાંશ આવો છેઃ—"બીજો પક્ષ મને જે કરવાની સૂચના કરે છે, તેનો અર્થ લગભગ ગુન્હો કબૂલ કરવા જેવો છે. હું તેમ કરવાને તૈયાર નથી.

લોકોમાં મારી જે માન્યતા છે, તે ફક્ત મારી દાનતપર (Character) અવલંબેલી છે; અને જો હું આ કેસથી ધભરાઇ ગયો, તો મહારાષ્ટ્રમાં રહેવું અને અંદમાન બેટમાં રહેવું એ બન્ને મારે માટે સરખાંજ છે...." ૧૮૯૭ નો કારાગૃહવાસ પૂરો થયા પછી કેટલાક જણાઓએ તેમને એવો ઉપદેશ કરવા માંડયો હતો કે, "હવે તમે પત્રપર તમારૂં નામ ધાલશો નહિ; નકામો જીવ શા માટે જોખમમાં નાંખો છો?" લો૦ તિલકે તેમને જવાબ આપ્યો હતો કે, "અરે એતો સતીનું બિરૂદ છે! જેનું તેણેજ સ્વીકારવું જોઇએ." જે ગૃહસ્થનું ધૈર્ય અને કર્તવ્યતત્પરતા આટલી ઉત્કટ છે, તેની કીર્તિનો દુંદુભી સર્વત્ર ગાજતો રહે તો તેમાં આશ્ચર્ય શું?

એમના અંગે **બીજો ગુણ પરોપકાર** છે. લો૦ તિલકે લોકોપર ઘણા ઉપકાર કર્યા છે, એમાં શંકા નથી. બીજા ઉપર ઉપકાર કરવાની ત્રણ રીત છે. એક દ્રવ્ય આપી, બીજી અંગમહેનત કરી અને ત્રીજી સલાહ-મસલત અને ઉપદેશ કરીને. આ ત્રણે રીતીથી તેમણે લોકોપર ઉપકાર કરેલા છે. કોઇ ભિક્ષુક, નિશાળમાં જનારો વિદ્યાર્થી, વિદ્વાન્ બ્રાહ્મણ અગર શાસ્ત્રી-પંડિત આવ્યો, તો તેમને વિમુખ ન મોકલતાં, યથાશક્તિ તેઓ કાંઇ પણ આપે છે. કોઇએ ધર્માર્થ ફંડ કાઢયું, સત્ કૃત્ય માટે ઉઘરાણું કર્યું કિંવા એવીજ કોઇ બાબત માટે યાદી કરી તો તેમાં એમનું નામ ઘણે ભાગે હોવાનુંજ. એટલુંજ નહિ, પણ કેટલાક લોકો "જો તિલક પ્રથમ પોતાનું નામ મૂકી આંકડો માંડશે, તો લોકો તરફથી સપાટાબંધ ઉઘરાણું ઉભું થશે" આમ સમજી યાદી પ્રથમજ એમની પાસે

લઇ આવે છે; અને તેઓ પણ કાંઇ ખેંચતાણ ન કરતાં યથાશક્તિ આંકડો મૂકે છે. અંગમહેનતનું એક ઉદાહરણ લક્ષમાં લેવા જેવું છે. ૧૯૦૪ ની સાલમાં સતારાના મહારાજા પુનામાં મરણ પામ્યા; તે વખતે મહારાજા પાસેનાં માણુસો ઘણાં ગભરાઇ ગયાં હતાં; અને તેમને ચિંતા થતી હતી કે, આ પરઠેકાણે વ્યવસ્થા કેવી રીતે થશે. આવે વખતે તેઓએ લો૦ તિલક પાસે જઇ તે હકીકત કહી. તુરતજ અંગરખું પાઘડી ઘાલી તેઓ બહાર નીકળ્યા. રાત્રિના આશરે નવ વાગી ગયેલા. લોકોનો મેળાપ થવો મુશ્કેલ હતો. છતાં તિલકે પોતે જઇ સરદારોના એજંટની (બાબા મહારાજવાળા કેસમાં તેમને શિક્ષા કરનાર ડિ. જજ઼ મિ. લ્યૂકસ આ વખતે એજંટ હતા.) મુલાકાત લીધી; અને પ્રેતવાહક પેટીથી (coffin) થી તે ઠેઠ ટ્રાફિક મેનેજરને તાર કરી સ્પેશ્યલ ડબ્બાની વ્યવસ્થા થતા સુધીની સઘળી ખટપટ તેમણે કરી; અને સવારે આઠ વાગતાં સર્વ સરંજામ સાથે સન્માનપૂર્વક પ્રેત જ્યારે રવાના કરી આપ્યું, ત્યારે તેઓ ઘેર પાછા આવ્યા. રાતના વાળુની, જાગરણની કે શ્રમની તેમણે બિલકૂલ પર્વા કરી નથી ! એ પ્રમાણેજ સ્વામી હંસસ્વરૂપ, શ્રી જગદ્‌ગુરૂ મઠ સંકેશ્વર, વગેરેની સ્વારીઓ પુનામાં આવતાં, દિવસ રાત ન જોતાં ઘેરેઘેર જઇ ઉઘરાણું એકઠું કરી તેમના સન્માનની તૈયારી કરવી વગેરે દરેક બાબતમાં તેમણે જે અંગમહેનત કરી છે તે અવર્ણનીય છે. સલાહ-મસલત આપી તેમણે જે પરોપકાર કર્યો છે, તેટલો બીજા કોઇએ કવચિત્તજ કર્યો હશે. ગામડા ગામનો માણુસ હો કે શહેરમાનો હો, શ્રીમંત હો કે દરિદ્રી હો; તે સર્વને દરેક

બાબતમાં તેઓએ સલાહ આપેલી છે. અને તેના બદલા તરીકે તેઓએ કોઈ પાસેથી એક પાઈ પણ લીધી નથી. આવી અનેક રીતે તેમણે લોકોપર ઉપકાર કરેલા છે.

એમના અંગનો ત્રીજો ગુણુ પરોત્કર્ષ-સહિષ્ણુતા છે. તેઓ અંતઃકરણપૂર્વક બીજાનો ઉત્કર્ષ ઇચ્છે છે અને તે માટે તેઓ પ્રયત્ન પણ કરે છે. કેટલાકો તેમનાપર એવો આરોપ મૂકે છે કે, તેઓ સુધારક અને મવાલ પક્ષનો દ્વેષ કરે છે. પણ આ આરોપ વૃથા છે. સામાજિક કિંવા ધાર્મિક બાબતમાં સુધારકોના મત સાથે તેઓ એકમત થતા ન હોવાથી, કિંવા રાજકીય બાબતમાં મવાલ પક્ષના લોકો સાથે એમનો મતવિરોધ હોવાથી પ્રસંગપરત્વે તેઓ તેમનાપર ટીકા કરે છે, એ વાત ખરી છે. પણ તેટલાપરથી એમ કહેવું કે, તેઓ તેમનો દ્વેષ કરે છે એ ભૂલભરેલું છે. મનુષ્ય કોઈ પણ પક્ષનો હો અને તેની સાથે એમનો ગમે તેટલો મતવિરોધ હો, મતવિરોધ આડે ન આવતાં તેમનો ઉત્કર્ષ થવા માંડયો કે, એમને આનંદજ થાય છે; અને એવો આનંદ તેમણે અનેક વખત વ્યક્ત પણ કર્યો છે. પુનામાં જેમ એક પક્ષના લો૦ તિલક આગેવાન છે, તે પ્રમાણે ન્યા. રાનડેની પછી કૈ. ના. ગોખલે અને ડૉ. ભાંડારકર એક મતના આગેવાન હતા. આ બન્ને પક્ષના આગેવાનોનો એકમત નહોતો અને ઘણી વખત તેમને સખ્ત વાદવિવાદ પણ થતા હતા એ વાત ખરી છે. તથાપિ, આ વાદવિવાદ ખાનગી દ્વેષના દ્યોતક નહોતા, પરંતુ રાષ્ટ્રહિત સંબંધી મતભેદના હતા, એમ કહેવુ જોઇએ. કારણ, તેમ નહોત તો યોગ્ય સમયે તિલક તરફથી સામી બાજુના આગેવાનોનું ગૌરવ કદી પણ થયું નહોત.

તેમણે આવું ગૌરવ વર્તમાનપત્રોમાં અનેક વખત કરેલું છે; તેમ સભાઓમાં પણ પ્રથમજ પોતે ઉઠી ના. ગોખલે જેવાઓને અધ્યક્ષપદ સ્વીકારવા ખાસ આગ્રહ કરેલા છે. સર ભાલચંદ્ર ઉપર પ્રસંગપરત્વે તેઓ જો કે તુટી પડેલા છે, તો પણ પંચાંગશોધન કમિટીના સમયે તેમણે સર સાહેબ સાથે સલાહથી વર્તી કામ કરેલું છે. ન્યા૦ રાનડેને માટે તિલકને જેટલી પૂજ્ય બુદ્ધિ હતી, તેટલી બીજાને કુવચિતજ હશે. આ પૂજ્ય બુદ્ધિ રાનડે સંબંધમાં તા. ૨૨–૧–૦૧ ના કેસરીમાં તેમણે જે મૃત્યુલેખ લખ્યો હતો, તેપરથી સ્પષ્ટ થાય છે. તાત્પર્ય, બીજાના ઉત્કર્ષથી આનંદિત થવું અને તેની ગોગ્યતા કળી તેનો આદર કરવો આ ગુણ તિલકના અંગે વાસ કરે છે, એ વાત નિર્વિવાદ છે.

એમના અંગનો ચોથો ગુણ સ્પષ્ટવકતાપણું છે. આ ગુણ જાલીમ ગુણમાંનો છે. તે કુવચિત્ ઠેકાણે નજરે પડે છે. તિલકના આ ગુણનું ફક્ત એકજ ઉદાહરણ બસ થઇ પડશે. એક વખત પોલિસ સુપ્રિંટેંડેંટ મિ. બ્રુઇન કાંઇક કામ પ્રસંગે ઑફિસમાં તિલકને મળવા આવ્યા. બ્રુઇન સાહેબ ફક્ત 'દંડુકે' સાહેબ નહોતા, પરંતુ સારા કેળવાયેલા અને સમજુ હતા; અને વાદવિવાદ કરવામાં પણ ઘણા હુંશીઆર હતા. તેઓ બન્ને ઑફિસમાં ખુરશી-પર બેઠા હતા, તે વખતે સહજાસહજ આપણા દેશની ચળ-વળના સંબંધમાં વાત નિકળી અને તે સંબંધમાં વિનોદ-પૂર્વક સખ્ત વાદવિવાદ શરૂ થયો. આ વિવાદમાં હિંદુ લોક રાજ્યકારભારમાં મોટી જગા માટે લાયક છે કે નહિ આ પ્રશ્ન નિકળ્યો; બ્રુઇન સાહેબ કહે કે, હિંદુ લોકોના

હાથથી આવો રાજ્યકારભાર થવો કઠિણ; અને તિલક કહેતા કે, એકાદ હુંશીયાર હિંદુના હાથમાં એવો કારભાર આપી જુએ। એટલે તમને ખબર પડશે કે, તે તમારા અધિકારી કરતાં પણ સારી રીતે ચલાવે છે કે નહિ!

તેમના અંગનો **પાંચમો ગુણ ગુણગ્રાહકતા** છે. લોકોના અંગે કયા કયા ગુણ છે. કયા ગુણુને માટે કોને માન આપવું, કોની શા માટે પ્રશંસા કરવી, વગેરે બાબતો તેઓ પૂર્ણપણે જાણે છે. તેમની પાસે કેટલાયે હુંશીયાર કારીગર, નેમ તાકનારા, કવિતા કરનારા, ચિત્રો કાઢનારા કિંવા બીજા ગુણવાળા લોકો આવી ગયા છે અને તેમની તેમણે તારીફ કરેલી છે. તેમણે એકલા નેટિવ લોકોના ગુણની પ્રશંસા કરી છે એમ નથી, પરંતુ યૂરોપિયન લોકોની પણ કરેલી છે. એનાં ઉદાહરણ જોવાં હોય તો મેકસ મૂલર, હર્બર્ટ સ્પેન્સર વગેરે ગૃહસ્થોપરના લેખ જોવા. મુંબઇ ગેઝેટના માજી એડિટર મિ. ઍટેન ગેરી જે વખતે મરણ પામ્યા, તે વખતે તિલકે તા૦ ૧૧ સપ્ટેંબર ૧૯૦૦ ના કેસરીમાં તેમના સંબંધમાં ઘણો સારો લેખ લખ્યો હતો.

એમના અંગનો **છઠ્ઠો ગુણ નિરભિમાનતા** છે. આ ગુણ વિદ્વત્તા અને સુસંસ્કારનું ફળ છે: 'અધુરો ઘડો વધારે છલકાય', તેમ સામાન્ય વિદ્યાથી અભિમાન ઘણું થાય. પણ તિલક વિદ્વત્તાથી પરિપૂર્ણ હોવાથી તેમનામાં અભિમાનને રહેવાની જગાજ નથી. એકાદ નાનો છોકરો હો કે, વૃદ્ધ મનુષ્ય હો; સુશિક્ષિત હો કે અશિક્ષિત હો; કોઇની સાથે પણ વાત કરતાં 'विद्या ददाति विनयम्' આ

વાક્ય સાંભર્યાં શિવાય રહેતું નથી. તેઓ બોલવામાં સ્પષ્ટતા દાખવે છે, પણ તેમાં આઢ્યતાનો અંશ લગારે નથી હોતો. એટલુંજ નહિ, પણ કોઇ બાબત તેઓ જાણતા ન હોય, તો તેઓ પોતાનું અજ્ઞાન સ્પષ્ટ જણાવે છે. આ વાત તેમના ખાનગી સંભાષણમાંજ જણાઇ આવે છે એમ નથી પણું વર્તમાન પત્રમાંના લેખમાં પણ જણાઇ આવે છે.

એમના અંગનો **સાતમો** ગુણ દૃઢ નિશ્ચય છે. એક કામ હાથમાં લીધુ કે, તેનો પીછો પકડી તે પૂરૂં કર્યાં શિવાય તેઓ કદી પણ રહેતા નથી. આનું એક ઉદાહરણ અર્થાત્ વિલાયતના ‘ ગ્લોબ ’ પત્રપર તેમણે આબ્રુનુકસાનીની માંડેલી ફરીયાદ છે. * આ ફરીયાદીનો કેસ એક વર્ષ

---

* આ ફરીયાદ કરવાનું કારણ શું એની તા. ૨૫–૧૨–૧૯૦૦ ના કેસરીમાં નીચલી હકીકત આપી છેઃ—

“હાલના ગવર્નર સર સ્ટૅફોર્ડ નૉર્થકોટની લૉર્ડ સૅંઢર્સ્ટની જગાપર જ્યારે નિમણોક થઇ, ત્યારે તે સંબંધમાં તા. ૨૮ ઑક્ટોબર ૧૮૯૯ ના ‘ ગ્લોબ ’ ના અંકમાં એક સ્ફુટ સૂચના પ્રસિદ્ધ થઇ હતી. આ સ્ફુટ લેખમાં સર સ્ટૅફોર્ડ નૉર્થકોટને એવી ઇશારત આપી હતી કે, મુંબઇ ઇલાકામાં “ પ્રમુખ બંડખોર તિલકને શિક્ષા થયા છતાં રાજદ્રોહ હજુ ધુમાતોજ છે, અને તે સમૂળગો નષ્ટ કરવો એ નવા ગવર્નર સાહેબનું કામ છે.” આગળ વળી એવું લખ્યું હતું કે, “ તિલકે કાઢેલી નહિ, પરંતુ તેની સલાહથી ચાલતી ખુનરેજી નજરે પડતાં સુધી સર સ્ટૅફોર્ડ નૉર્થકોટના પહેલાના ગવર્નરને જે જ્ઞાન નહોતું, તે તેમને અત્યારે પ્રાપ્ત થયું છે. બ્રાહ્મણોપર કદી પણ વિશ્વાસ રાખવો

ચાલ્યો હતો. ' ગ્લોબ ' વર્તમાનપત્ર વજનદાર અને શ્રીમંત હોવાથી તેનાપર કેસ ચલાવવો કઠિણ હતો. તેમાં વળી હિંદુસ્થાનના મનુષ્યે લંડનની હાઇકોર્ટમાં ફરીયાદી કરવા એ કેટલા શ્રમનું અને ખર્ચનું કામ હતું, એની વાચકોએજ કલ્પના કરવી. આવી જો કે સ્થિતિ હતી, તોપણ વિલાયતમાં એ બેરિસ્ટર રોકી અને જોઇએ તેટલો ખર્ચ કરી ત્યાંની કોર્ટમાં તેમણે દાવો માંડયો. પછી તિલકની બાજુ મજબૂત જોઇ ' ગ્લોબે ' માફી માગી અને ફરીયાદીને થયેલો ખર્ચ આપ્યો, અને ઉપર તિલકના કહેવા પ્રમાણે દુષ્કાળ ફંડને ૫૦ પૌંડ દક્ષિણા આપી પ્રાયશ્ચિત્ત લીધું. અસ્તુ; આ વાતપરથી તિલકના અંગે કેટલો દૃઢ નિશ્ચય છે તે કોઇના પણ ધ્યાનમાં આવશે. લો. તિલકના દૃઢ નિશ્ચયનાં ન્યા. રાનડેએ પણ ઘણી વખત વખાણ કરેલાં હતાં.

એમના અંગનો **આઠમો ગુણ સ્વાર્થત્યાગ છે.** આ ગુણ એમના અંગે ઉજ્વલ રીતે વાસ કરે છે. દૂધ મૂળનું મીઠું હોય છે, પરંતુ સાકરથી જેમ તેની મીઠાશ અધિક ખુલે છે, તે પ્રમાણે ધૈર્ય, નિરભિમાન, દૃઢ નિશ્ચય

---

નહિ, પછી તે ગમે તેટલું મીઠું મીઠું બોલો; આ તત્ત્વ નવા ગવર્નર પહેલેથીજ જાણે છે. ૪૦ ' છેક છેલ્લે મહારાષ્ટ્રના બ્રાહ્મણોને પહેલાંની પેશ્વાઇ હજુ સાંભરે છે અને ઇંગ્રેજ લોક આવ્યા નહોત, તો આજ આપણે આખા હિંદુસ્થાનના રાજા થયા હોત; આવું તેમને સહજ લાગતું હોવાથી, તેમના મગજમાં હજું પણ ફરીથી મરાઠેશાહી સ્થાપવાનું ઘેલું ભરાયેલું છે, આમ લખી સર રેંર્ડે નાર્થકોટને તેની યોગ્ય વ્યવસ્થા કરવાની સૂચના કરી હતી.

વગેરે જે સાત ગુણુ ઉપર કહ્યા છે તે સ્વતંત્ર રીતે શ્રેષ્ઠ તો છેજ, તથાપિ એમના અંગના સ્વાર્થત્યાગના પ્રકાશથી તે અધિકજ તેજસ્વી જણાય છે. સ્વાર્થત્યાગનો ખરો અર્થ એવો છે કે, પોતાનો નિર્વાહ સુખપૂર્વક ચાલતો હોય, અને કુટુંબની જોઇતી જરૂરીયાતો પૂરી પડી હોય, તો પછી ફક્ત પૈસાના ઢગલા કરવાની હાય હાય ન રાખતાં બની શકે તેટલા લોકોને ઉપયોગી પડવું, આનુંજ નામ સ્વાર્થત્યાગ છે. એમના સ્વાર્થત્યાગના સંબંધમાં પંડિત **શ્યાંમજી કૃષ્ણવર્માએ** વિલાયતમાં ચલાવેલા પોતાના **'ઇંડિયન સોશિઆલાજિસ્ટ'** નામના માસિક પત્રમા નીચેના ઉદ્ગાર કાઢેલા હતાઃ—

"We know of no other Indian who has made greater personal sacrifices for his country then Mr. Tilak"—Nov. 1905.

અર્થાત્ "રા. રા. તિલકના કરતાં જેણે દેશ માટે વધારે સ્વાર્થત્યાગ કર્યો છે, એવો મનુષ્ય હિંદુસ્થાનમાં હશે એમ અમને લાગતું નથી."

'અમૃતબઝાર પત્રિકા'ના સંપાદક બાબૂ મોતીલાલ ઘોસે ૧૯૦૬ ની સાલમાં કલકત્તામાં શિવાજી–ઉત્સવ–પ્રસંગે લો૦ તિલકના સંબંધમાં બોલતાં કહ્યું હતું:—

"Such an example of Self-Sacrifice is not to be found in this country."

અર્થાત્ "સ્વાર્થત્યાગનું આવું ઉદાહરણ આ દેશમાં મળશે નહિ."

# લોકમાન્યના બોલ!

(૧) સમાજમાંના નીચેના લોકોમાં ભળ્યા શિવાય સમાજ શેનાપર ચાલે છે, એનું ધોરણ આગેવાનોને સમજાવવાનું નથી. ઉપરના વર્તુળમાં ફરવાથી અહંપણાદિ દુર્ગુણો લાગૂ પાડે છે; અને નીચેનામાં ગયાથી તે લોક ઉપરનાઓના દોષ કાઢતા હોવાથી આપુણી ભૂલ ક્યાં છે એ તેમને સહજ સમજાય છે,

(૨) અરજ કરનારનું દરબારમાં વજન હોય તો અરજ કરવામાં ફાયદો, નહિ તો હજારો અરજો કરી તો એ શું અને ન કરી તો એ શું સરખુંજ!

(૩) હાલના આગેવાનોને આગળ પગલું મૂકવું કઠિણ થયું છે. આગળ પગલું મૂકવાને નવા લોકજ તૈયાર થશે. અને જો તે નવા લોક તૈયાર થયા તો આ જુના આગેવાન તેમને પાછળ ખેંચવાને લગારે ઓછું કરવાના નહિ; અને કહેશે કે, આ એકુસ્ટ્રીમિસ્ટ છે, અમને તેમનું કરવું પસંદ નથી. વારૂ, તેઓ પોતે કાંઇ કરશે કહીએ તો, તેટલો સ્વાર્થત્યાગ કરવાનું ધૈર્ય અને અનુકૂલતા તેમને નથી.

(૪) વેદાંતનું ખરૂં પરિણામ આચરણપર થઇ, તેનો તામસ વૃત્તિનો ક્ષય અને સાત્વિક વૃત્તિનો ઉદય થવા તરફ ઉપયોગ થાય, તોજ વેદાંતનું ખરૂં સાર્થક થાય છે. કેવળ શાબ્દિક જ્ઞાનની મહતી માની તેનેજ સવસ્વ માનનારાની યોગ્યતા ‘ फाल्गुने बालका ’ જેટલીજ છે.

(૫) નિર્દોષ કિંવા જેમાં ગુણ નથી એવી વસ્તુજ આ દુનિયામાં મળી આવશે નહિ. સૂર્યપર પણ ડાઘ હોય છે, અને ગધેડામાં પણ ગુણ હોય છે.

(૬) કાર્ય કરવા માટે સમય--પ્રસંગ જોઇ મીઠા—કડવા ઔષધ પ્રમાણેજ સૌમ્ય કિંવા તીખી ભાષા વાપરવી જોઇએ. ભાષા એ લોકમત તૈયાર કરવાનું એક ઉત્તમ શસ્ત્ર છે, અને તે કેમ વાપરવું એ તેનો ઉપયોગ કરનારજ જાણે છે. બીજાને તેનું જ્ઞાન ક્યાંથી હોય? બીજાઓએ “ આ વખતે આવી આવી ભાષા વાપરો ” આમ કહેવું અર્થાત યોદ્ધા લડાઇમાં ગયા પછી તેમાંના એકાદ પ્રસંગે તોપ ન વાપરતાં ભાલો વાપરો એમ કહેવા જેટલુંજ હાસ્યરપદ છે!

(૭) કેટલાકો ગણગણે છે કે, હાલની સ્થિતિમાં હક્ક મેળવવાના નવા માર્ગ કોઇ કહેતું નથી. પણ આ ગણગણ કરવામાં અર્થ નથી. હાલના સમયના પરરાષ્ટ્રના લોકોના હક્કસંરક્ષણની હીલચાલો જુઓ,– સુધરેલા રાષ્ટ્રોની ઉથલપાથલોના ઇતિહાસ વાંચો, અને પછી માર્ગ નથી એમ કહો. આંખો ઉઘાડી જોવું નથી; ઓઠપર પડેલું જાંબુ મોઢામાં ધકેલવાનો શ્રમ કરવો નથી; અને પેટ ભરવાનો માર્ગ કાંઇ સુઝતો નથી કિંવા કોઇ સુઝવતું નથી એમ કહેવું એ વિસંગતતા નથી શું? તમારી ઉન્નતિ કરી લેવી એ તમારાજ હાથમાં છે. તમે ઉદ્યોગ કરશો તો જરૂર યશસ્વી થશો; માત્ર આંખો ઉઘાડો, એટલુંજ મારૂં કહેવું છે.

(૮) જે લોકોના પૂર્વજોએ ગયા શતકમાં મુસલમાની રાજ્યની છોળો પાછી હઠાવી હિંદુ ધર્મનું પુનરુજ્જીવન કર્યું, તે જાતિએ અસલ ક્ષત્રિય હો કિંવા ન હો; તેની યોગ્યતા સ્નાનસંધ્યા કરી ધર્મ રાખનારા બ્રાહ્મણ કરતાં કોઇ પણ રીતે કમી છે, એમ અમે માનતા નથી. દેશને જે અનેક પ્રકારના ઘા પડ્યા છે, તે ભરી કાઢવા માટે મહારાષ્ટ્રમાંના મરાઠા અને બ્રાહ્મણોએ ઇર્ષ્યા રાખવી જોઇએ.

(૯) સામાજિક સુધારણા એ રાષ્ટ્રીય ઉન્નતિનું એક અંગ છે; અર્થાત્ આ અંગનો જો રાષ્ટ્રીયત્વ સાથે સંબંધ ન હોય, તો સામાજિક સુધારણાને ફક્ત મનઃપૂત આધારનુંજ સ્વરૂપ પ્રાપ્ત થશે, એ જૂઠું કહેવું જોઇએ એમ નથી ......રાષ્ટ્રીયત્વની દિક્ષા છૂટી એટલે પછી સમાજસુધારણા થઇ તો એ શું અને ન થઇ તો એ શું સરખુંજ છે.

(૧૦) સ્વતંત્રતાના કિંવા રાષ્ટ્રીયત્વના અભિમાન તરીકે જે કાંઇ જોમ છે, તે જ્યાં સુધી જાગૃત હોય છે, ત્યાં સુધી સમાજરચના ગમે તેવી હોય, તો પણ તેમાંના દોષ રાષ્ટ્રની ઉન્નતિની કિંવા ખિલવણીની આડે આવતા નથી. પણ એકજ વખત જો તે જોમ અદૃષ્ટ થયું, તો પછી તેજ દોષ રાવણના ધનુષ્યની પેઠે છાતીપર બેસી દુનિયામાં તે લોકોની ઉપહાસ્યતા થવામાં કારણ થાય છે! સારાંશ, સમાજ–રચના કરતાં લોકોમાં એક પ્રકારનું, પોતાની સંસ્થા માટેનું અને દેશ માટેનું અભિમાન જાગૃત રાખવાની, દેશકલ્યાણ માટે પ્રયત્ન કરતા દરેક માણસે પહેલી તજવીજ રાખવી જોઇએ.

---



# લોકમાન્ય
## બાળ ગંગાધર તિલકનું ચરિત્ર.
## ( ઉત્તરાર્ધ. )

## સામાજિક સુધારણા વિષે લો. તિલકના મત.

લોકમાન્ય તિલક સામાજિક સુધારણા પસંદ કરે છે, પણ એ સુધારણાના માર્ગ બીજા સામાજિક સુધારકોના માર્ગથી વિભિન્ન પ્રકારના છે. સ્ત્રીશિક્ષણ, બાલવિવાહ, સ્ત્રી ગર્ભધારણ કરે ત્યારથી તેના બાલકનો વિવાહ કરી દેવાની પદ્ધતિ, સમુદ્રયાન ઇત્યાદિ બાબતોમાં સમાજમાં સુધારણા આવશ્યક હોવાનું તેઓ સ્વીકારે છે પણ એ સુધારણા હિંદુત્વ તરીકે કાંઇક વિશિષ્ટપણું રાખી થવી જોઇએ, એમ તેઓ માને છે. "આપણા પૂર્વજોમાં સારૂં કાંઇપણ નહોતું. તે મહામૂર્ખ હતા અને આજ આપણી જે અવનતિ થઇ છે, તેનું કારણ તેઓ હતા." એમ જે કેટલાક સુધારકોની સમજૂત છે તે ખોટી છે અને એ સમજૂતીને લીધે પાશ્ચાત્ય રીતિઓની ખોટી નકલ કરીને કાયદાથી અથવા તો એવીજ બીજી રીતિઓથી સુધારાની ઇમારત ઉઠાવવાની જે હિલચાલ તેઓ કરે છે તે કેવી અપ્રયોજક અને અપ્રાસંગિક છે, એ તેમણે ઘણી વખત જણાવેલું છે. દેશકાલને અનુરૂપ સુધારા કરવા એવો તિલકનો અભિપ્રાય છે. તા૦ ૧૨-૧-૧૯૦૪ના "કેસરી"માં આ અભિપ્રાય વ્યક્ત કરતાં તેઓ લખે છે કેઃ—

" રાજકીય બાબતોમાં જેવી રીતે સર્વ અધિકાર રાજાના કિંવા

એકાદ વિશિષ્ટ સંસ્થાના તાબામાં હોય છે, તેવી રીતે હિંદુસમાજમાં સામાજિક બાબતોનો અધિકાર પણ કોઇ વિશિષ્ટ વ્યક્તિના હાથમાં અથવા કોઇ સંસ્થાના તાબામાં હોય છે. અને એ સંસ્થા કે વ્યકિત હિંદુ શાસ્ત્રમાં જણાવેલા નિયમો પ્રમાણે ચાલે છે. આ વ્યકિત, સંસ્થા કિંવા શાસ્ત્રવિરુદ્ધ ઉઘાડું બંડ કરવાથી કશો ફાયદો થતો નથી. આથી જે પ્રમાણે રાજકીય બાબતોમાં આપણે કાયદેસર ચળવળ કરીએ છીએ તેવી રીતે સામાજિક બાબતોમાં શાસ્ત્રીય ચળવળ કરવી જોઇએ. લ્યુથરે યુરોપમાં ધર્મક્રાન્તિ કરી એમ કહીને સુધારકો પોતાના તરફથી એક મોટું ઉદાહરણ આપે છે; પરન્તુ જરાક વિચાર કરવામાં આવતાં એ લક્ષમાં આવશે કે-લ્યુથર એ બાઇબલ ઉપર પૂર્ણ વિશ્વાસ રાખનારો શ્રદ્ધાવાન્ ખ્રિસ્તિ હતો. આપણા સુધારકોની તેવી સ્થિતિ નથી. તેઓ કેવળ ઉપયુક્તતાવાદી છે, ધર્મશીલ-ઉપયુક્તાવાદી નથી. આનું પરિણામ એ આવ્યું છે કે-તેઓએ શરૂ કરેલા સુધારાને સમાજના લોકો વિધર્મી સમજે છે. હાલના સુધારકોના વર્ગમાં પોતાને નહીં ગણાવનારા દિવાન બહાદૂર રઘુનાથરાવજ માત્ર એકલા દોષપાત્ર નથી. પણ તેમને અને બીજા સુધારકોને તરતજ અણબનાવ થયો છે અને મદ્રાસ ખાતે ભરાયલી સામાજિક પરિષદની બેઠકમાં તેઓ કુંભકોણ કે જે મદ્રાસ પાસેજ આવ્યું છે ત્યાં રહેતા હોવા છતાં ગયા ન હતા. કૈ. ન્યા. મૂ. રાનડે, એઓએ પણ આખરે સામાજિક સુધારણામાં હિંદુત્વ કાયમ રહેવું જોઇએ, એવો અભિપ્રાય આપ્યો છે; પણ ન્યા. મૂ. ચંદાવરકરની સ્થિતિ અને મત એ બે વચ્ચે ઘણો તફાવત છે. મદ્રાસમાં આ સાલમાં જે વિશેષ ઘોંટાળો થયો હતો, તેનું કારણ તેજ હતું."

## સામાજિક પરિષદ્ કેટલી કાર્યકારી થઈ શકે.

હિંદુ સમાજમાં સુધારામાં જેટલી ચળવળ થાય છે તેટલીજ બાકી સમાજોમાં થાય છે ખરી; પણ "રાષ્ટ્રીય સમાજિક પરિષદ્" એ નામની સંસ્થાથી સુધારા થવા અશક્ય છે; કેમકે સર્વ જાતિના અને ધર્મના લોકોના સામાજિક પ્રશ્નો, એ સંસ્થા સંપૂર્ણ રીતે વિચારી શકે નહીં. આ બાબતમાં તિલક તા૦ ૨૪-૧૨-૦૫ના "કેસરીમાં" લખે છે કઃ-

"સામાજિક પરિષદ એ રાષ્ટ્રીય થઇ શકે, એ કલ્પનાજ હાસ્યાસ્પદ છે. આજ હિંદુસ્થાનમાં અનેક જાતિ છે અને તેમના આચાર પણ અનેક છે; એટલુંજ નહીં પણ પુષ્કળ અંશે એકમેકથી વિરુદ્ધ છે; આ સ્થિતિમાં સર્વને પ્રિય થઇ પડે એવા સામાજિક સુધારા કરવાની હામ ધરવી એ કેવળ દીવાનાપણું છે. પછી સર્વ જાતિભેદ તોડી ફોડીને સર્વને એકજ કરવાનો પરિષદવાળાઓનો હેતુ હોય તો કોણ જાણે ! સુધારા જો ખરેખર આપણા પોતાના માટેજ કરવાના હોય અને કેવળ ઇંગ્લિશ લોકોને ફસાવીને તેઓને ખુશ કરવા માટે સામાજિક પરિષદોનું ફાર્સ રંગભૂમિ ઉપર ભજવી બતાવવાનું હોય નહીં તો અમારા મત મુજબ, પ્રત્યેક જાતિએ આ બાબતમાં પ્રયત્ન કરવા જોઇએ. જૂદી જૂદી જાતિઓ જ્યારે સુધારા સંબંધી કાંઇક યત્નો કરશે ત્યારેજ સફલતા થવાનો સંભવ રહે છે. તથાપિ આ બાબતમાં એ એક મોટી સાવધાની રાખવી જોઇએ અને તે એ કે-સર્વ સુધારાનો ભાર એકદમ લોકો ઉપર નાંખવો જોઇએ નહીં."

એક ધર્મના રીતિરિવાજની બીજા ધર્મના લોકોએ ચર્ચા કરી સુધારા કરવા યત્ન કરવો એ રીત વાજબી નથી. પ્રત્યેક જાતિએજ પોતાના ધર્મ સંબંધી ચર્ચા કરવી જોઇએ. ધર્મની બાબત નાજુક હોવાથી યુક્તિવાદ તરફ લક્ષ આપવું ન જોઇએ. તા૦ ૪-૭-૦૫ના કેસરીમાં લોકમાન્ય તિલકે આ સંબંધમાં એક લેખમાં પારસી લોકો હિંદુ લોકોના સામાજિક પ્રશ્નોમાં દખલગિરી કરે છે, એ સંબંધમાં સખ્ત ઝાટકણી કાઢી છે. તેઓ એ લેખમાં કહેવા માગે છે કે હિંદુ સમાજમાં સુશિક્ષિત અને કેળવાયલા ઘણાઓ છે. અને તેઓ જ્યારે પોતાના પુરાતન ધર્મના પાયા ઉપર રચાયલી બાબતોમાં વિચાર કરતા હોય ત્યારે પારસીઓએ તે સંબંધમાં કેવળ યુક્તિવાદ ચલાવવો, એ વાજબી નથી.

## રાષ્ટ્રોન્નતિમાં જાતિભેદ અને ધર્મભેદ આડે આવે છે કે ?

જાતિભેદ અને ધર્મભેદ રાષ્ટ્રીય હિતના કામમાં પુષ્કળ વિઘ્નકર્તા હોય છે એ વાત ખરી છે અને સામાજિક સુધારા ઉપર રાજકીય સુધારા પુષ્કળ અંશે અવલંબે છે એ વાત પણ ખરી છે; તથાપિ હિંદુસ્થાનમાં એક જાત અને એક ધર્મ થયા શિવાય રાજકીય હક્ક માટે આપણે

પાત્ર બનીશું નહીં, કિંબહુના દેશોન્નતિ માટે એક જાત અને એક ધર્મની અત્યંત આવશ્યકતા હોવાથી સામાજિક સુધારણા એજ રાષ્ટ્રોન્નતિનું મૂલ છે એવું કેટલાક સુધારકોને લાગે છે. પણ એ ખોટો ભ્રમ માત્ર છે. જાતિભેદ કિંવા ધર્મવૈચિત્ર્ય, જેમ તેઓને લાગે છે તેમ રાષ્ટ્રોન્નતિની આડે એટલા બધા આવતા નથી અને તેના અનેક દાખલા લો. મા. તિલક આપે છે. તેઓ આજ સિદ્ધાંત લોક સમક્ષ રજૂ કરતા રહે છે. ૧૮૯૬માં જાનેવારી માસમાં "સામાજિક સુધારણાના માર્ગ" એ વિષય ઉપર બે લેખ "કેસરી"માં તેમણે લખ્યા છે અને તેમાંના મહત્વના ભાગ અત્રે ટાંકી બતાવ્યા છે:-

"આપણે આપણી સ્ત્રીઓને શિક્ષણ નહીં આપીએ ત્યાં સુધી અંગ્રેજ સરકાર આપણને રાજકીય આપશે નહીં ઇત્યાદિ કથન હવે સર્વને કેવળ પોકળપણાવાળાં લાગે છે. આપણા સુધારકો જે સુધારા અહિં કરવા ધારે છે, તે સર્વ આયલાંડમાં થયલા છે. ત્યાં વિધવાવિવાહ થાય છે; પ્રૌઢ વિવાહ છે; જાતિભેદ નથી, મદ્યમાંસસેવન યથેચ્છ શરૂ થયલાં છે; પરંતુ બિચારૂં આયલાંડ સાતસેં આઠસેં વર્ષથી ધડફડ કરી રહ્યું હોવા છતાં અદ્યાપિ પરવશતામાંથી બહાર નિસર્યું નથી. આ ઉપરથી સામાજિક સુધારણા ન કરવી એમ સમજવાનું નથી. અમારૂં એવું કહેવું છે કે-ડૉ. ભાંડારકરે સામાજિક સુધારા અને રાજકીય હક્કનો આ જે સંબંધ જોડ્યો છે, તે કેવલ ભ્રાંતિમૂલક અને નિરાધાર છે....સારાંશ રાજકીય હક્ક મેળવવાના અગર મળવાના માર્ગ બીજાજ છે."

"એક પ્રસિદ્ધ ઇતિહાસજ્ઞ કાયદાપંડિતનો એવો મત છે કે-યુરોપમાં રાષ્ટ્રની સુધારણા થવાથી ત્યાંની વર્ણવ્યવસ્થા ભાંગી જઇને સમાજની રચના પરસ્પર સગવડ અને કરાર ઉપર ટકી રહેલી છે. વર્ણવ્યવસ્થામાં પ્રત્યેક મનુષ્યનો ધંધો કે ઉદ્યોગ, તેની ઇચ્છાવિરુદ્ધ ભિન્ન કારણોથી નિયંત્રિત થાય છે. પરંતુ યુરોપમાંના સ્વતંત્ર દેશોમાં પસંદગીના ધંધા કરવાની છુટ મળે છે. આમ થતાં પરસ્પર ચઢાઉતરી થતાં સારા લોક આગળ આવે છે, જ્યારે બાકીનાઓને અન્નની પણ વિપત્તિ પડે છે, એ હવે પૂર્ણપણે જાણીતું થયું છે. સારાંશ કોઇ પણ

સમાજરચના લ્યો. તે સર્વાંશે નિર્દોષ છે એમ તમે કહી શકશો નહીં. આ તત્વ હાલમાં ઘણા લોકો વિસરી ગયલા જણાય છે " **ચાતુર્વર્ણ્યં મયા સૃષ્ટં ગુણકર્મવિભાગશઃ ॥** " એ હિંદુ સમાજનો પાયો છે, અને ઇચ્છામાં આવે તેમ કરવાની પ્રત્યેકને છુટ છે, એ પાશ્ચાત્ય રાષ્ટ્રોની સમાજરચનાનું તત્વ છે....યુરોપમાં સમાજની ઘટના જો જૂદાજ તત્વ ઉપર થઇ હોત તોપણ એ દેશની સમાજ પદ્ધતિમાંથી ખરાબ પરિણામ નિપજત નહીં, એવું તો નજ બનત. "ગામ હોય ત્યાં ઢેડ વાડો તો હોયજ" એ કહેવત પ્રમાણે યુરોપનાં રાષ્ટ્રોમાં સમાજસુધારા કરવાની હજી પુષ્કળ જગ્યા છે. ચઢાઉતરીના તત્વ ઉપર રચાયલા સમાજમાં સંપત્તિની સરખી વહેંચણી ન થતાં કોઇક અતિશય શ્રીમંત તો કોઇક અત્યંત દરિદ્રી એવી સ્થિતિ પ્રાપ્ત થાય છે અને વિવાહ–સંસ્કારમાં કરારનું સ્વરૂપ આવતાં વિધવાઓને બદલે કુમારિકાની સંખ્યા વધીને ગૃહસ્થાશ્રમના સુખ માટે પુષ્કળ સ્ત્રીઓને લાલસા રહે છે. આ ઉદાહરણ ઉપરથી સમજાશે કે–અમુક તત્વ ઉપરજ સમાજની રચના થતાં રાષ્ટ્ર સુખી થશે, એ કહેવું કેટલું અવિચારયુકત છે. સ્વતંત્રતાનો કિંવા રાષ્ટ્રીયત્વના અભિમાનનો જુસ્સો જ્યાં સુધી જાગૃત રહે છે ત્યાં સુધી સમાજરચના ગમે તેવી હોય તો પણ તેમાંના દોષ રાષ્ટ્રની ઉન્નતિની અથવા તો પ્રગતિની આડે આવતા નથી; પણ એક વખત જો તે જોમ દૂર થયું તો તેજ દોષ રાવણના ધનુષ્ય પ્રમાણે છાતી ઉપર ચઢી બેસીને જગતમાં તે લોકોને ઉપહાસ્યપાત્ર ઠરાવે છે! સારાંશ, સમાજરચના કરતાં લોકોમાં એક પ્રકારનું પોતાની સંસ્થા બદલ અને દેશબદલ અભિમાન જાગૃત કરવાની પ્રત્યેક દેશહિતૈષીએ ખાસ તજવીજ કરવી જોઇએ."

લો. મા. તિલક જાતિભેદ દૂર થશે એમ માને છે પરંતુ તે કાળાન્તરે અને ક્રમશઃ થશે એમ જણાવી તેઓ સમય ઉપરજ સર્વ વાત છોડવાની સલાહ આપે છે. આ સંબંધમાં તા૦ ૧૬ મી મે ૧૮૯૯ના "કેસરી"માં તેઓ લખે છે કેઃ–

"જાતિબંધન પહેલાંના જેવાં હવે કડક રહેવાં શક્ય નથી એ વાત અમારે માન્ય છે. અને તે પૈકી કંઇક બંધન તરતજ નષ્ટ થવાં જોઇએ

એવો અમારો મત છે. પણ તેટલા માટે સર્વ જાતિના અને સર્વ ધર્મના લોકો વચ્ચે રોટી બેટી વ્યવહાર શરૂ કર્યા શિવાય આપણી ઉન્નતિ કદિ થનાર નથી, એવું કહેવા માટે અમે તૈયાર નથી."

## જાતિમત્સર સુધારણાની આડે આવે છે.

સામાજિક સુધારાની આડે જાતિભેદ નહીં પણ જાતિમત્સર અથવા જાતિ જાતિ વચ્ચેનો દ્વેષ આડે આવે છે. એ છોડી દેઈને સર્વ જાતિઓએ પોતાની જાતિના અથવા જાતિમાંના વિશિષ્ટ ગુણનું અભિમાન ધરાવવાના પ્રયત્ન કરવા જોઇએ. આ સબંધમાં તા૦ ૨૯-૧૦-૧૯૦૧ના 'કેસરી'માં "મરાઠા અને વેદોક્ત ધર્મ" એ શીર્ષક નીચેના લાંબા લેખમાં લો. મા. તિલકે ઘણી સારી દલિલોવાળો એક લેખ લખ્યો છે. તેના છેવટના ભાગમાં તેઓ લખે છે કેઃ-

"વેદોક્ત કર્મ કરનાર બ્રાહ્મણ પાણી ભરે છે અને પુરાણોક્ત કર્મ કરનાર મરાઠા રાજપદનો અનુભવ લે છે, એ જ્યારે આપણે આપણી આંખેજ જોઇએ છીએ ત્યારે વેદોકત મંત્રથીજ અમારા સંસ્કાર થવા જોઇએ; એવો મરાઠાઓએ આગ્રહ કરવો એ શું ભુલભરેલું નથી? સંસ્કાર વખતે વૈદિકમંત્ર બોલવા, એ આજ હઝારો વર્ષથી ચાલતા આવેલા વહિવટમાં એક વિશિષ્ટ જાતિના પુરુષનું (સ્ત્રીઓનું નહી) લક્ષણ ગણાયું છે. પરંતુ જાતિ જાતિ વચ્ચે જે કાંઇ માન રહેલું છે, તે આ લક્ષણ ઉપર નહીં પણ તે તે જાતિના કાર્યકર્તા પુરુષ જે પ્રમાણમાં ઉત્પન્ન થયા છે, તે પ્રમાણ ઉપર રચાયું છે, એ બિના ઇતિહાસ ઉપરથી સિદ્ધ થાય છે. આમ હોવાથી કેવળ અજ્ઞાન અથવા મત્સરથી એક જાતિએ બીજી જાતિના વિશિષ્ટ લક્ષણનો અંગીકાર કરવાના પ્રયત્ન કરવા એ ડાહ્યા માણસો માટે ઉત્તેજન આપવા જોગ નથી."

## રાષ્ટ્રીયત્વના પાયાપર સુધારણા.

ઉપરના વિવેચન પ્રમાણે રાષ્ટ્રની પ્રગતિ થતાં રાષ્ટ્રમાંના જૂદા જૂદા ધર્મ, જાતિ અને સમાજ એ આડખીલી રૂપ થઇ પડશે નહીં; એટલુંજ નહીં પણ આપણે જે રાષ્ટ્રમાં છીએ તેનું વિશિષ્ટપણું કાયમ રહેવું જોઇએ

એ હેતુથી સુધારણાનું સુકાન ફેરવીને જૂદા જૂદા ધર્મમાં, સમાજમાં અથવા સંસ્થામાં જોશ આવીને તે તે સમાજની સુધારણા સત્વર થશે. હિંદુ લોકોને પ્રવાસમાં ખાવા પીવાની સવડ અને પરદેશગમન સંબંધી નિર્બંધ કમી હોવાની જરૂર છે એવું કહી અકાંડતાંડવ કરનારા અને તેજ સાથે પ્રસંગવિશેષે શાસ્ત્ર, ધર્મ, સમાજસંબંધને નિર્મૂળ કરો એવું બોલનારા લોકો સંબંધમાં શ્રીયુત તિલકનો અભિપ્રાય એ છે કે-પ્રાચીન સંસ્થા અને પ્રાચીન ધર્મની પસંદગી કાયમ રાખનારા અને પરિસ્થિત્યનુરૂપ શક્ય હોય તે જાતિનિર્બંધ માનવા તૈયાર થનારીઓ અર્થાત્ રાષ્ટ્રીયત્વના અભિમાનથી પ્રેરાઇને પોતાનું વૈશિષ્ટ્ય કાયમ રાખનારાઓને સામાજિક સુધારા કરવામાં કાંઇ અડચણ પડતી નથી. કેમકે હાલમાં ચીન, જાપાન, સિલોન વગેરે ઠેકાણે વેપાર માટે જઇ આવનારા અને હિંદુ ધર્મ કાયમ રાખવા ઇચ્છનારાઓને ધર્મસંબંધમાં સ્વજ્ઞાતિમાં કાંઇ અડચણ આવતી નથી.

હિંદુ લોકોના સમાજસુધારાને ધર્મ સાથે વિશેષ સબંધ હોવાથી ધર્મતત્વોને અને આજ્ઞાઓને દૂર ફેંકી દઇને કેવળ ઉપયુક્તતાવાદી બનવું સારૂં નથી એવો લો. મા. તિલકનો અભિપ્રાય હોવાથી ધર્મશાસ્ત્રનો ઉપયોગ હાલની બદલાયલી સ્થિતિમાં જેટલો થઇ શકે તેટલો કરવો, અને ધાર્મિક સંસ્થા તથા ધર્મગુરૂઓની સહાયથી સુધારા પ્રચલિત કરવા એ સંબંધમાં તેમના પ્રયત્ન ચાલુ છે. નવા પંડિત જુનાનું માન રાખતા નથી, અને જુના પંડિતોને નવાઓની સાથે ઓળખાણ પણ નથી હોતી —આ સ્થિતિ બદલીને એકમેકમાં ઐક્યભાવ વધારવો તથા પરસ્પર સંમતિથી સુધારાનું ગાડું ચલાવવું, એજ જરૂરનું છે. આથી જેમ રાષ્ટ્રીય ઉન્નતિ માટે કાયા વાચા મનસાથી પ્રયત્નો કરવામાં આવે છે એટલુંજ નહીં પણ રાજકીય ઉન્નતિ માટે કર્ત્તવ્યની મુખ્ય દિશા દોરીને તે બાબતમાં પ્રત્યક્ષ અને અપ્રત્યક્ષ એવા બે પ્રકારના પ્રયત્ન ચાલી રહે છે, તેવી રીતે બધી સામાજિક બાબતોમાં થઇ શકે તેમ નથી. તોપણ સ્ત્રી-શિક્ષણ, પ્રૌઢ-વિવાહ ઇત્યાદિ કોઇક સુધારાઓમાં એવી રીતે કાર્ય થતાં જોવાં આવે છે અને થવાં જોઇએ.

## સામાજિક સુધારા અને કાયદા.

સામાજિક સુધારાની બાબતમાં કાયદાની સહાય કેટલી હોવી જોઇએ તે સંબંધમાં લો. મા. તિલકનો મત એવો છે કે—જ્યાં સુધી લોકમત અનુકૂળ નથી ત્યાં સુધી જબરદસ્તીથી તેના ઉપર કાયદાનો ભાર લાધવો ન જોઇએ. સન ૧૮૯૧માં સંમતિવયનો કાયદો જ્યારે પસાર થયો ત્યારે તિલક, એ કાયદો ન ઘડવો જોઇએ એવો અભિપ્રાય ધરાવનારાઓની તરફેણમાં હતા. તેમણે આ કાયદાનો નિષેધ કર્યો હતો. આ બાબતમાં તે સાલના 'કેસરી' ના અંકોમાં ઘણા લેખ લખાયા હતા. આ કાયદાનું બિલ જ્યારે ધારાસભામાં આવ્યું ત્યારે લો.૦ તિલકનું શું કહેવું હતું એ નીચેના લખાણ ઉપરથી જણાશેઃ—

"આ ખરડાની પતિપત્નીના સંબંધમાં યોજના કરતી વખતે કોઇક કોઇકવાર તે ધર્માચારની આડે આવ્યા શિવાય રહેશે નહીં. બાર વર્ષની વય સુધી સંભોગ વયની પ્રતિબંધક મર્યાદા કરવી જોઇએ. એ વયની અંદર ઋતુમતિ થયલી સ્ત્રી ગર્ભધારણ કરે એ ગેરકાયદાસર ગણવામાં આવનાર છે પરંતુ ઋતુપ્રાપ્તિ પછી અમુક દિવસો દરમ્યાન ગર્ભાધાન કરવોજ જોઇએ, એવી શાસ્ત્રની આજ્ઞા છે. આ જોતાં 'આ કાયદો આ એક બાબતમાં ધર્માચારવિરુદ્ધ છે, એ નિર્વિવાદ છે....શાસ્ત્ર અને રૂઢિ પ્રમાણે સંભોગ માટે ઋતુપ્રાપ્તિની મર્યાદા ઠરાવાઇ છે અને આ ખરડામાં તે માત્ર ૧૨ વર્ષની કહેવામાં આવી છે. ઋતુપ્રાપ્તિ સેંકડે ૯૫ સ્થળે ૧૨ વર્ષ પહેલાં થાય છે અને શાસ્ત્રદ્રષ્ટિથી એવે સ્થળે ૧૨ વર્ષ પહેલાંજ છોકરીનું સરક્ષણ થાય છે. પણ ખરડામાં ૧૨ વર્ષની વય કાયમ કર્યાથી બાર વર્ષ પહેલાં કોઇ છોકરીનું રક્ષણ થઇ શકતું નથી. એટલુંજ નહીં પણ સેંકડે પાંચ સ્થળે આપણા ધર્મ અને આચાર વચ્ચે વિરોધ ઉપજે છે. અમારો એ સંબંધમાં એજ મત છે કે—આ કાયદો ઘણે ભાગે નિરુપયોગી બનશે અને તેનો અમલ વરવહુ સંબંધમાં બજાવવાનો આવશે ત્યારે સમાજનાં મન અસ્વસ્થ અને ઉદ્વિગ્ન બનશે."

---

# ધાર્મિક મત.

## હિન્દુધર્મનાં લક્ષણ.

લોકમાન્ય તિલકને હિન્દુ ધર્મનું પૂર્ણ અભિમાન હોવાથી ઇતર ધર્મોના કરતાં હિન્દુ ધર્મનાં તત્વો અત્યંત વ્યાપક અને ઉદાત્ત છે એવો એમનો મત છે. પારસી, બૌદ્ધ, ખ્રિસ્તિ વગેરે અન્યધર્મમાં ક્યાંક દેવતા અને ધર્મવક્તા પુરુષ વચ્ચે ભેદ છે તો ક્યાંક વૈદિક આચાર અને દેવતાને માનીને વેદનાં પ્રમાણ માનવામાં આવેલાં નથી. ક્યાંક ઇસુ ખ્રિસ્ત શિવાય તારનાર અન્ય કોઇ નથી . એમ કહેવામાં આવે છે તો ક્યાંક બાઇબલને કબૂલ કરીને ખ્રિસ્તને માનવામાં આવતો નથી. હિંદુ ધર્મમાં એવો પ્રકાર. . ન હોતાં જીવશિવનું ઐક્ય, દેવ ભકતોમાં અભેદ્ય સંબંધ ઇત્યાદિ બાબતો ઘણી મહત્વની હોવાથી મનુષ્ય કોઇ પણ જાતિનો, પંથનો, અથવા આચારનો હોય તોપણ આખરે તેને મોક્ષ મળે છે. હિન્દુ ધર્મ એટલે .અઢાર જાતિનો શંભુ મેળો. તેમાં અનેક આચાર અને પ્રાંત પ્રાંતવાર અનેક પંથ. આવા વૈચિત્ર્યવાળા અને શાખાઓવાળા હિન્દુસ્થાનના લોકોની ધાર્મિક ઉન્નતિ દુરાપાસ્ત છે, એવા અનેક આક્ષેપ લોકો મૂકે છે, પણ એ આક્ષેપ બરોબર નથી. હિન્દુ ધર્મમાં નિષ્કામ કર્મ, અહેતુક ભક્તિ ઇત્યાદિ જે કાંઇ તત્વ છે તેમની અન્ય કોઇ પણ ધર્મનાં તત્વો સાથે સરખામણી થઇ શકનાર નથી. વળી પરધર્મ સંબંધમાં ઔદાર્ય દાખવનાર હિન્દુ ધર્મ જેવો અન્ય કોઇ પણ ધર્મ નથી. ૧૯૦૦ ની સાલમાં પુનાના ગણેશોત્સવમાં “ હિન્દુ ધર્મનાં લક્ષણ ” એ વિષય ઉપર તેમણે જે વ્યાખ્યાન આપ્યું હતું. તે ઉપર્યુક્ત બાબતોમાં મહત્વના વિચારો દાખવનારૂં હતું. લોકમાન્ય તિલકે તે વ્યાખ્યાનમાં કહ્યું હતું કેઃ-

“ મને જે હિન્દુ ધર્મનાં લક્ષણ જોઇએ છે તે એવાં પ્રકારનાં છે કે-તેમાં હિન્દુ ધર્મમાંની સર્વ જાતિનો, વર્ણોનો, પંથોનો કિંવા મુસલમાન ઇત્યાદિ પરધર્મીઓનો તેમાં અંતર્ભાવ હોય નહીં. સારાંશ,

જે લક્ષણ બાંધવાનાં તે ન્યાયશાસ્ત્રમાં જેને અતિવ્યાપ્તિ અને અવ્યાપ્તિ કહે છે તેવા દોષયુક્ત હોય નહીં. એટલે જેને સૌ કોઇ હિન્દુ સમજે છે, તે સર્વમાં સદર લક્ષણોનો સમાવેશ થાય અને જેઓને હિન્દુ કહેવામાં આવતા નથી, તેઓને તે લાગુ પડે નહીં. xx xx"

"હિન્દુ ધર્મમાં જો કાંઇ પણ વિશેષ હોય તો એજ કે-ઇશ્વરની કરણી અથવા પ્રસાદ અમુક રીતેજ મર્યાદિત છે એવું અમે માનતા નથી. સૃષ્ટિના આરંભકાળથી આજ સુધી ઇશ્વરની વિચિત્ર પ્રકારની વિભૂતિ ઉત્પન્ન થયલી છે અને હજુ પણ થાય છે એવો હિન્દુ ધર્મનો કાયમનો મત છે. પરમેશ્વર એક છે, અનેક નથી એ તત્વ અમે પૂર્ણપણે સમજીએ છીએ. પણ પૃથ્વી ઉપર ઇશ્વરની જે વિભૂતિ અવતાર ધારણ કરે છે તે એકજ છે એ તત્વ અમારે માન્ય નથી. તેમ યુક્તિ દૃષ્ટિથી પણ તે માન્ય કરવાનું કારણ નથી. આ ઉપરથી ખ્રિસ્તિ કિંવા મહંમદી ધર્મ ઉપર હિન્દુ ધર્મની સરસાઇનાં જો લક્ષણ બાંધવાં હોય તો વિભૂતિનું અનંતત્વ અને ઇશ્વરનું ઐકત્વ આ માન્યતાને આપણા ધર્મમાં વિશિષ્ટપણું આપવું જોઇએ. આપણા ધર્મમાં દેવ એક છે પણ લોકો તેને અનેક રીતે ભજે છે, એ તત્વ ઋગ્વેદથી માંડીને ભગવદ્‌ગીતા સુધી સર્વને માન્ય છે. આનું પરિણામ એ આવ્યું છે કે-રૂચિવૈચિત્ર્યને લીધે ઉપાસ્ય દેવતા જો ભિન્ન હોય તો એકજ પરમેશ્વર સાધ્ય હોવાને કારણે અમે તે સર્વ ભિન્ન માનનારાઓને હિન્દુધર્મી ગણીએ છીએ."

હિન્દુ ધર્મનાં લક્ષણ નીચેના શ્લોકમાં સમાઇ જાય છેઃ-

प्रामाण्यबुद्धिर्वेदेषु साधनानामनेकता ।
उपास्यानामनियमश्चैतद्धर्मस्य लक्षणम् ॥

## રાષ્ટ્રીય પ્રગતિ અને ધર્મશિક્ષણ.

રાષ્ટ્રની પ્રગતિ માટે ધાર્મિક શિક્ષણની અત્યંત જરૂર છે એવો તિલકનો મત છે. કર્ત્તવ્ય પ્રત્યે મમતા, સહિષ્ણુતા, દીર્ઘોદ્યોગ, સ્વાર્થત્યાગ ઇત્યાદિ તત્વ આપણા ધર્મમાં આપણને શીખવવામાં આવે પણ

તેમને ધર્મનો ટેકો ન હોય તો કોઇ પણ જાતની સુધારણા અશક્ય થઇ પડે. આ સંબંધમાં તા૦ ૫ મી મે ૧૯૦૩ ના "કેસરી"માં તિલક લખે છે કેઃ—

"હાલના શિક્ષણમાં ધર્મશિક્ષણનો ભાગ કમી હોવાથી આપણો સુશિક્ષિત વર્ગ કોઇપણ બાબતમાં જેટલો આસ્થાવાળો અને ઉત્સાહી હોવો જોઇએ તેટલો હોતો નથી એવું રા. બ. મહાજનીએ ધારવાડની પ્રાંતિક સામાજિક પરિષદ્‌ના અધ્યક્ષસ્થાનેથી કહ્યું છે, તે વિચારણીય છે... જ્યાંસુધી મિશનરીઓ પ્રમાણે સ્વાર્થત્યાગ કરીને ઉત્સાહથી સમાજમાં કામ કરવા માટે સુધારકો તૈયાર થશે નહીં, જ્યાંસુધી સમાજમાંના પ્રચલિત ધર્મ ઉપર વિશ્વાસ રાખવામાં આવશે નહીં ત્યાંસુધી સુધારણા કદિ થશે નહીં."

તા૦ ૧૯–૧–૧૯૧૮ ના "કેસરી"માં વળી તેઓ આ વિષયમાં લખે છે કેઃ—

"આપણા પ્રાચીન ધર્મગ્રંથનાં કદિ અવલોકન ન કરનારં અને નાનપણથી સર્વ શિક્ષણ વ્યાવહારિક રીતે ઇંગ્રેજી શાળામાં લેનાર વિદ્યાર્થીઓને ધર્મ એટલે શું, તે શા માટે હોવો જોઇએ, રાષ્ટ્રની ઉન્નતિ માટે તેની કાંઇ આવશ્યકતા છે કે નહીં તે બદલ કાંઇ માહિતી હોતી નથી. સમાજમાં ચાલતા આવેલા કાંઇક સામાજિક અને ધાર્મિક રિવાજો તેઓ પાળતા રહે છે પણ તે ઉપર તેમની શ્રદ્ધા ઘણે ભાગે નહીં જેવીજ હોય છે... ધર્મશિક્ષણથી જે એક પ્રકારનું માનસિક ધૈર્ય આવે છે, તે આપણાં બાળકોમાં હોતુંજ નથી. ધર્મ માટે બાળકોને કાળજીજ હોતી નથી...... વિધવાવિવાહ માટે જેટલી બુમો પાડવામાં આવે છે, તેટલી આ બાબતમાં પાડવામાં આવતી નથી. તો પછી ઉન્નતિ કયાંથી થાય?"

## ધર્મૈક્ય.

રાષ્ટ્રોન્નતિ માટે ધર્મોન્નતિ થવી જોઇએ અને ધર્મોન્નતિ હોવા માટે ધર્મૈક્યની અત્યંત જરૂર છે. ધર્મૈક્ય એટલે સર્વ ધર્મ લોપ કરીને એક ધર્મ પ્રવર્તાવવો એમ નહીં. એમ થવું હિંદુસ્થાનમાં અશકય છે. આજ હિંદુસ્થાનમાં અનેક ધર્મ હોવા છતાં પરધર્મ બદલ ઔદાર્ય

દાખવીને પોતપોતાના ધર્મની ઉન્નતિ કરવામાં કાંઇ હરકત નથી કિંબહુના પરધર્મ બદલ ઉદારતા અને સ્વધર્મ માટે અભિમાન, એજ રાષ્ટ્રીય દ્રષ્ટિથી હિંદુસ્થાન માટે અત્યંત હિતાવહ છે, એમ કોઇપણ વિચારશીલ માણસને લાગ્યા વિના રહેશે નહીં. હિંદુસ્થાનમાં આજ લગભગ ત્રણ-ચતુર્થાંશ કરતાં વધુ લોકો હિંદુધર્મના હોવાથી આપણો સમાજ રેતીનાં કણની પેઠે વિસ્ખલિત ન રહેવો જોઇએ. નિદાન આ એવડો મોટો સમુદાય જો પોતપોતાના પંથભેદ વિસરી જઇને ધર્મૈક્ય કરવાના યત્ન કરે તો અવશ્ય ઇષ્ટ થાય. કેટલાક કહે છે કે—હિંદુધર્મની જાગૃતિથી અન્ય ધર્મો તરફ દ્વેષ વધશે અને તેથી રાષ્ટ્રૈક્યમાં વાંધો આવશે પણ એ કહેવું સયુક્તિક નથી એવું રા. તિલકે ૧૯૦૪ માં પુનામાં ગણેશોત્સવ વખતે નાઇકીના ગણપતિ આગળ વ્યાખ્યાન કરતાં સાબિત કર્યું હતું:—

"માત્ર હિંદુ ધર્મનીજ જાગૃતિ કરાય તો તેની સાથે બીજા ધર્મો પ્રત્યે તિરસ્કાર વધશે અને તેથી રાષ્ટ્રૈક્યમાં વિઘ્ન આવશે. રાષ્ટ્રૈક્ય થવા માટે બધા ધર્મ લોપ કરવા જોઇએ કિંવા એક ધર્મજ રાખવો જોઇએ, એમ કહેનારો હજી અમુક વર્ગ છે ખરો; પણ ધર્મ નષ્ટમૂલ કરીને અથવા સર્વસમાન ધર્મશૂન્ય બનીને રાષ્ટ્રોન્નતિ કોઇએ કરી હોય એવું જગતમાં કોઇ ઉદાહરણ બન્યું નથી. બીજી બાબત એ છે કે—હિંદુસ્થાનમાંથી સર્વ ધર્મ નષ્ટ થઇને એક ધર્મ થાય, એ શક્ય નથી. શિવાય ધર્મ એક હોવા છતાં પણ સમાજના ટુકડા તો થાય છેજ. એ જોવું હોય તો યુરોપ ખંડનાં રાષ્ટ્રો તરફ ધ્યાન આપો. અન્ય ધર્મો પ્રત્યે દ્વેષ અને વિરોધ ન વધારતાં, હિંદુ ધર્મની જાગૃતિ અને ઉન્નતિ કરીને હિંદુ ધર્મીઓનો મેળાપ કરવો શક્ય છે. હિંદુસ્થાનમાં મોટા જનસમૂહનું ઐક્ય કરવા માટે આ એકજ મોટું સાધન છે."

## શાળાઓમાં ધર્મશિક્ષણ કેવી રીતે આપવું.

શાળાઓમાં અને કોલેજોમાં ધર્મશિક્ષણ અવશ્ય અપાવું જોઇએ એવો રા. તિલકનો મત છે. એ શિક્ષણ કેવે પ્રકારે આપવું એ વિષયમાં રા. નરસિંહ ચિંતામણ કેલકર સાથેના એક સંભાષણમાં તેમણે કહ્યું હતું કે :—

"શાળામાં સર્વ બાળકોનો ધર્મ એક ન હોવાથી અમુક એક ધર્મનું પુસ્તક પ્રિય થઇ પડશે નહીં એ ખરૂં; પણ હાલમાં જે નવીન શાસ્ત્રો નિર્માણ થયાં છે, તેમની સહાયથી સર્વ ધર્મનાં તત્વોનું એકીકરણ કરીને તે સંબંધી અમુક સિદ્ધાંતો કાઢવા જોઇએ. એવી રીતે તુલનારૂપે સર્વ ધર્મમાંનાં તત્વો જાણી શકાવાથી વિદ્યાર્થીઓને કાંઇ ઓછો ફાયદો થશે નહીં. શાળામાં રસાયન, પદાર્થ–વિજ્ઞાન વગેરે શીખવાય છે તો ધર્મશાસ્ત્ર કેમ શીખવાતું નથી ? કોલેજોમાં અર્થશાસ્ત્ર, ત્રિકોણમિતિ, અને વિજ્ઞાનના વિષયો શિખવાય છે, તો Theolojy (ઇશ્વરવિષયક જ્ઞાન અથવા ધર્મ) કેમ શીખવાતી નથી ? હિંદુ ધર્મમાંના સિદ્ધાંતો ઘણાને પસંદ પડશે અને તે શાસ્ત્ર શીખવવામાં હરકત નથી. હિંદુ સમાજ મોટો હોવાથી તે ધર્મનાં બાળકોને તે ધર્મના સિદ્ધાંત જરૂર સમજાવવા જોઇએ. આ બાબતમાં બિસંટ બાઇએ લખેલાં પુસ્તકો કિંવા રા. હરિ ગણેશ ગોડબોલેએ લખેલાં 'આત્મવિદ્યા' જેવાં પુસ્તકો ઘણાં ઉપયોગી થઇ પડશે. માત્ર હિંદુ ધર્મનું શિક્ષણ આપનાર મનુષ્ય કાબેલ હોવો જોઇએ. આવા પ્રકારનું શિક્ષણ અમને મળવું જોઇએ એમ આપણે કહીએ છીએ પણ સરકાર તેની જરાકે દરકાર કરતી નથી."

પુનાની ફર્ગ્યુસન કોલેજના પ્રિન્સિપાલ રેંગલર પ્રાંજપે, તેઓ શાળાઓમાં ધર્મશિક્ષણ આપવાથી રાષ્ટ્રીયત્વને હાનિ પહોંચશે, એવા મનના છે. તેઓએ ૧૯૦૪ ની સાલમાં "ઇસ્ટ એંડ વેસ્ટ" માસિકમાં એક લેખ લખીને હિંદુ ધર્મનું શિક્ષણ શાળાઓમાં ન આપવું એવું જણાવ્યું હતું. આ મતનું ખંડન કરતાં રા. તિલક એક સ્થળે જણાવે છે કેઃ—

"ધર્મશિક્ષણ શાળાઓમાં ન આપવાથી હિંદુ, મુસલમાન, ખ્રિસ્તિ, પારસી એઓ મધ્યેથી ધર્મવિરોધ નષ્ટ થશે એવું પ્રિન્સિપાલ પ્રાંજપેનું કહેવું છે પણ તે ખોટું છે. હિંદુ ધર્મ જેવો આગ્રહશૂન્ય ધર્મ બીજો કોઇ નથી. દરેક જણે પોતપોતાના ધર્મમાં રહીને આત્માનું કલ્યાણ કરવું, એમ હિંદુ લોકો સમજે છે; અને એમ છે તો પછી શાળાઓમાં હિંદુધર્મશિક્ષણ આપવાથી રાષ્ટ્રીયત્વને નુકશાન થશે, એવું માનવું, એ અણસમજુપણાનું લક્ષણ છે... જીવ અને પરમેશ્વર એ

એ વચ્ચે જે સંબંધ છે, તે કાયમ રાખવા માટે જીવનું કર્ત્તવ્ય શું અને જીવની ઉન્નતિ માટે કેવા ઉપાય યોજવા ઇત્યાદિ ધર્મના જે ગહન વિચારો છે અને જેના સંબંધમાં હિંદુ ધર્મગ્રંથો શિવાય બીજા કોઇ પણ ધર્મના ગ્રંથોમાં અધિક ઉદાત્ત વિવેચન કરેલું નથી, તે ધર્મવિચાર અને તે ધર્મતત્વ એના પ્રિ. પ્રાંજપેના મન ઉપર બિલ્કુલ સંસ્કાર પડેલા ન હોવાથી ધર્મ એટલે કાંઇક ગાંડાઇભરેલા વિચારોનો થોક, એમ તેઓ કહે છે અને એ ધર્મસંબંધમાં તેમને સમજ પડતી નથી.”

## થિઓસોફિ સંબંધી તેમનો મત.

લો. તિલક હિંદુ હોવાથી થિઓસોફીને વખાણનારા છે એની બિસંટ જેવાં વિદેશી બાઇ તરફથી થતા હિંદુ ધર્મના ઉપદેશ પ્રત્યે તેમને કેવું માન છે, એ તેઓના તા૦ ૨૯ મી માર્ચ ૧૯૦૪ ના “કેસરી”માંના એક લેખ ઉપરથી જણાય છે. તેઓ લખે છે કે:–

“ થિઓસોફિ એ ધર્મ નથી. સર્વ ધર્મના લોકોને ધર્મનાં તત્વ સમજાવી પ્રેમની દ્રષ્ટિથી એકબીજા પ્રત્યે જોનારી તત્વજ્ઞોની સંસ્થા છે. તેમાંના Occult અને Mystic–ગુપ્ત અને ગૂઢ તત્વો સબંધમાં સર્વની માન્યતા એક નથી તથાપિ ભિન્ન ધર્મના લોકોમાં પ્રેમ વધારી પ્રત્યેક ધર્મના લોકોને તેમના ધર્મનાં રહસ્ય સમજાવવાનો થિઓસોફિનો જે હેતુ છે, તે સ્તુત્ય છે. એ કોઇપણ કબુલ કરશે... કર્નલ આલ્કોટ અને બિસંટબાઇ એ બે થિઓસોફિના મુખ્ય નાયકો છે. તેમાંથી કર્નલ આલ્કોટની વલણ બૌદ્ધ ધર્મ તરફ છે, એ જાણીતું છે. અર્થાત્ કર્નલ આલ્કોટે સિલોનમાં બૌદ્ધશાળા કાઢી છે અને બિસંટબાઇએ બનારસમાં હિંદુ કોલેજ કાઢી છે. થિઓસોફીના સામાન્ય મત કબુલ હોય, તો પછી કોઇપણ થિઓસોફિસ્ટ કોઇપણ વિશેષ ધર્મનો અભિમાની હોય તો તે ચાલી શકે છે. બિસંટબાઇ થિઓસોફિસ્ટ છે ખરી પણ ધર્મમાં વિશિષ્ટ પદ તે હિંદુ ધર્મને આપે છે આથી હિંદુ ધર્મની હોવાથી હિંદુઓને સમુનૂતિ આપવા માટે તે પાત્ર છે; અને તે સાથે વિદ્વત્તા, વાચન અને વ્યાસંગ, એ બધાંથી તેમણે એ પાત્રતા દઢતર કરી છે. તે વિદેશી છે એ વાત ખરી પણ અમારૂં માનવું છે કે પ્રો૦ મેક્સમૂલર, પ્રો. ડ્યુસન,

કિંવા બિસંટબાઇ તરફથી આપણા ધર્મને જે સર્ટિફિકેટો મળે છે અને આપણા ધર્મનાં તત્વોના પ્રસારાર્થ તેમના તરફથી જે પ્રયાસ થાય છે, તે વિશેષ યોગ્યતાભરેલા છે.”

## લો. તિલકનાં ધાર્મિક આચરણ.

લો. તિલકનાં ધાર્મિક આચરણમાં કર્મનિષ્ઠાના પ્રકાર કમી છે અને જ્ઞાનનિષ્ઠાના પ્રકાર સવિશેષ છે; એટલે કે સ્નાન, સંધ્યા, વ્રત, ઉદ્યાપન, હોમ, હવન ઇત્યાદિ નિત્ય નૈમિત્તિક કર્મવિષય ઉપર તેઓ વિશેષ ધ્યાન આપતા નથી. એમ છતાં ધાર્મિક આચાર અને ધાર્મિક સંસ્કાર એ કાંઇક ઉદ્દિષ્ટ હેતુથી અસ્તિત્વમાં આવેલા છે અને પરમ્પરાથી ચાલતા આવેલા હોવાથી રદ કરવા એ ઇષ્ટ નથી એમ તેમને વિશ્વાસ છે. ઉપનિષદાદિ વેદાંત ગ્રંથ વાંચવાથી, જૂદા જૂદા ધર્મ અને શાસ્ત્રોનાં પરિશીલનથી અને નિરંતર તત્વવિચારોમાં નિમગ્ન રહેવાથી તેમને જે જ્ઞાન મળ્યું છે. તેની અસર, તેમનાં કર્મ ઉપર ઘણી થયલી છે. અને તે ઉપરથી પ્રો૦ સેલરે રોમન તત્વવેત્તા લુક્રીટસ સંબંધી કહ્યું હતું તે પ્રમાણે એકાદ જુના યજ્ઞમંડપને અથવા હોમ હવનાદિ વિધિને જોવાથી જેટલી પુજ્ય બુદ્ધિ ઉત્પન્ન થાય છે તેટલીજ તેમને સૃષ્ટિનાં ગુઢ તત્વનો ઉજાસ પામવાથી ઉપજે છે; અને ધર્મગુરૂ પ્રત્યે તેમને જે પૂજ્યભાવ ઉત્પન્ન થાય છે તેટલોજ તેમને ગૂઢ તત્વ કહેનાર પ્રત્યે ઉપજે છે. તાત્પર્ય, તત્વવિચારોની કર્માચરણ ઉપર અસર થતાં, જ્ઞાનથી, કર્મ તરફ જે અનાસ્થા હોય છે તેજ અનાસ્થા તેમને કર્મ તરફ હોય એમ જણાય છે. તથાપિ ધર્મ ઉપર પૂરેપૂરી શ્રદ્ધા હોવાથી લોકસમૂહની મર્યાદા લોકમાન્ય તિલક કદાપિ ઉલ્લંઘતા નથી. એટલુંજ નહીં પણ પોતે કર્મનો ત્યાગ કરેલો હોવા છતાં જ્યાં સમાજના પગ બાંધી લેવાયા હોય અથવા કર્માચરણની જે સમાજમાં વિશેષતા હોય ત્યાં તેઓ યોગ્ય રીતે કર્માચરણ કરવામાં કદિ આનાકાની કરતા નથી. સામાજીક બાબતોમાં “લોકરંજન”નો અથવા “લોકછંદાનુવર્તન”નો દોષ જેમ લોકો તેમના ઉપર મૂકે છે તેવી રીતે ધાર્મિક વર્તન બાબતમાં દોષ દે છે એમાં કશોએ સંશય નથી. પણ જુના લોકોમાં હિંદુ ધર્મની આસ્થા કાયમ રહે તે માટે અને નવા

સમાજમાં ધર્મ માટે ખરેખરી આસ્થા પ્રકટે તે માટે હાલની સ્થિતિમાં તેમનું વર્તન કેટલું કારણભૂત બન્યું છે એ જેઓના લક્ષમાં આવશે તેઓને તેમના વર્તનનું રહસ્ય સમજાશે. અધ્યયન એ ધર્મવિચારનું મુખ્ય અંગ છે અને અધ્યાપન અને લોકસંગ્રહ એ ધર્મનાં કાર્ય છે. આ ત્રણે હાલની પરિસ્થિતિમાં રા. તિલકે એટલી સારી રીતે સંભાળ્યાં છે કે આપણા પ્રાચીન ધર્મની ઉન્નતિની આશા પુનઃ ઉદ્દભૂત થઇ છે.



## तिलकना ' सामाजिक ' प्रतिस्पर्धी.



न्या. रानडे.



प्रो. आगरकर.

# तिलकांना 'राजकीय' प्रतिस्पर्धी


सर फिरोजशाहा मेहता.


ना. गोखले.

# રાજકીય મત.

હિન્દુસ્થાનની ઉન્નતિ શી રીતે થશે ? આ પ્રશ્નનો ઉત્તર જૂદા જૂદા લોકો જૂદી જૂદી રીતે આપે છે ? કોઇ કહે છે કે–સામાજિક સુધારા થતાં થશે; કોઇ કહે છે કે–ધાર્મિક સુધારાથી થશે. કોઇ કહે છે કે–રાજકીયથી તો કોઇ ઔદ્યોગિક સુધારાથી થશે એમ અનેક લોકો અનેક માર્ગ સૂચવે છે, આ ચર્ચા આજ લગભગ ૨૫–૩૦ વર્ષથી ચાલુ છે. તિલક વગેરેનો મત એવો છે કે–અમુક સુધારા પહેલાં અને અમુક પછી એમ બોલીને બેસી રહેવામાં કશું હાંસલ નથી. સર્વનો પરસ્પર સંબંધ હોવાથી તે એકમેક સાથે એવી રીતે જોડાયલાં છે કે, તેમાંથી અમુક પહેલા અમુક પછી એવો ભેદ રાખવો જરૂરનો નથી.* આ ઉપરથી જણાશે કે સુધારા સર્વ બાજુએથી થવા જોઇએ, એવું તેમનું કહેવું છે. તથાપિ દેશકાળ સ્થિતિ તરફ જોઇશું તો રાજકીય સુધારાનો પ્રશ્ન હિન્દુસ્થાનમાં અત્યંત મહત્વનો જણાશે. આ બાબતમાં હિન્દુસ્થાનના લોકોનું ઐક્ય તુર્તજ કરવું જોઇએ અને એ ઐક્ય એકદમ થઇ શકવાનો સંભવ વિશેષ છે. સામાજિક અને ધાર્મિક બાબતોમાં તપાસીશું તો જૂદા જૂદા સમાજની જૂદી જૂદી રીતિઓ અને ભિન્ન ભિન્ન ધર્મના લોકોની ભિન્ન ભિન્ન સમજુતિઓ, આચાર અને પંથ છે. આવી સ્થિતિમાં પોતપોતાની જ્ઞાતિઓમાં સુધારા કરીને, સ્વધર્મનું અભિમાન રાખીને, બીજા ધર્મ અને જાતિ તરફ ઔદાર્ય દાખવાને રાષ્ટ્રીય ઐક્ય કરવું જોઇએ. પણ તે કરતાં કેટલોક કાળ વ્યતીત થશે. કારણ, લોકોમાં અદ્યાપિ જોઇએ તેટલું સુશિક્ષણ પ્રવેશેલું નથી. પણ તે પહેલાં રાજકીય અવનતિ હોવાને લીધે પ્રત્યક્ષ મધ્યાહ્ન કાળના લોકોને પંચાત પડી હતી તે જોતાં, હિન્દુ, મુસલમાન, પારસી, એવો ભેદ ન કરતાં સર્વની રાજકીય ઉન્નતિ માટે એક થવાની જરૂર ઔદ્યોગિક ઉન્નતિ, ખેતીવાડીની સુધારણા એ બાબતો રાજકીય ઉન્નતિથી

* કેસરી. તા. ૧૨, જુલાઇ ૧૯૧૪ જુઓ.

ભન્ન છે એવું કાંઇ નથી. હિન્દુસ્થાનમાંની દરેક ચળવળનો સંબંધ રાજકીય પ્રશ્ન સાથે છે અને ઉત્તરોત્તર તે અધિક બળવત્તર થતો હોવાથી રાજકીય ઉન્નતિની મહત્વાકાંક્ષા સર્વ લોકમાં ઉત્પન્ન થવી જોઇએ; અને તે મહત્વાકાંક્ષા જેટલી દૃઢ થશે તેટલો ઉન્નતિનો કાળ પાસે આવતો જશે, એમ તિલકનું માનવું છે. 'રાષ્ટ્રીયત્વના પાયા ઉપર સામાજિક સુધારણા થવી જોઇએ' એ મતનો પ્રસાર કરનાર મદ્રાસનું "ઇંડિયન પ્રૅગ્રેસ" પત્ર (તા. ૧૫ જુલાઇ ૧૯૦૫) લખે છે કેઃ-

"જૂદા જૂદા ધર્મની આ દેશની જૂદી જૂદી જાતિઓને સંયુક્ત કરનારૂં બંધન શું હોઇ શકશે? તેઓની જન્મભૂમિનો પ્રેમ, તેનો ઇતિહાસ બનાવવામાં સાથે બેસીને કામ કર્યાનું સ્મરણ, અને-અપકીર્તિ ભરેલું નહીં. અને તેનું ભવિષ્ય કીર્તિ ભર્યું બનાવવા માટે એક સાથે કામ કરવાની જરૂર- ટુંકમાં સર્વસામાન્ય સ્મૃતિઓ, સર્વસામાન્ય આશાઓ, અને એક સામાન્ય લાભ. એક જાતનો ટેકો અને વસવાટની રૂઢિઓ અથવા તો તૈયાર કરેલા ધર્મનો સ્વીકાર અથવા તો એક સર્વસામાન્ય ભાષા દાખલ કરવાની હિંદી પ્રજાકીયત્વની ઉન્નતિ માટે જરૂર નથી." *

## ઉન્નતિ પહેલાં અવનતિનું જ્ઞાન જોઈએ.

રાજકીય ઉન્નતિ કરતા પહેલાં રાજકીય અવનતિના ચિત્રની રેખાની જરૂર છે; એ લો. તિલકે 'કેસરી' પત્રમાં અનેક ઠેકાણે અનેક રીતે જણાવ્યું છે. રાજકીય અવનતિ કેવી થઇ છે તેના કેસરીના વિવિધ

* "What will be the bond that will link together the various reces of this country speaking different religions? Love of the land of their birth, the memory of their having worked together in the making of her history-and not an inglorious one-and the necessity of their Working together to make her future glorious: in short, common memories, common hopes and common interests. Neitger the adoption of common habits and modes of living, nor the acceptance of a ready-made electic religion, nor the introduction of a common language is necessery for the growth of an Indian nationality."

અંકોમાંથી ઘણા ઉતારા આપી શકાય એમ છે. પણ વિસ્તારભયે માત્ર કેસરીમાં કઇ બાબતમાં કયા અંકમાં લખાણ છે તેનો ઉલ્લેખ અમે કરીશું. કેસરીના તા. ૧૪–૧–૦૨ ના અંકમાં હિન્દુસ્થાનના દારિદ્રય સંબંધમાં, તા. ૧૮–૩–૦૨ ના અંકમાં ખેતીવાડીની અવનતિ સંબંધમાં, તા. ૬–૬–૦૫ ના અંકમાં હિંદુસ્થાનનું શિક્ષણ બરોબર નહીં હોવાના સંબંધમાં, તા. ૧૩–૧–૦૩ ના અંકમાં દેશી રાજારજવાડાઓની અવનતિ સંબંધમાં, તા. ૨૦–૩–૦૬ ના અંકમાં દેશી અમલદારોનું માનસિક દૌર્બલ્ય કેવું છે અને નૈતિક દૃષ્ટિથી તેમની અવનતિ કેવી થઇ છે તે સંબંધમાં તેમણે લેખો લખેલા છે.

આ અવનતિ દૂર કરવા માટે રાજકર્તાનું કર્તવ્ય શું છે તે માટે લો. તિલક તા. ૬–૧–૦૩ ના 'કેસરી' માં લખે છે કે " અંગ્રેજ સરકારનું રાજ્ય આ દેશ ઉપર લાંબો કાળ રહે નહીં એવું અમે કહેતા નથી. ઉલટું તે અમને લક્ષલાભદાયી હોવાથી, ઇંગ્લાંડ દેશની મદદથી અમારી આ પુરાતન આર્યભૂમિનો વૈભવ પુનઃ જગત્‌ના જોવામાં આવે એવી અમારા મનની ઇચ્છા છે. અમારૂં કહેવું એમજ છે કે ઇંગ્રેજી સાર્વભૌમનું ચિરસ્થાયીપણું ન્યાય અને દયાનાં તત્વ ઉપર અધિકાધિક બળવત્તર બનાવવાનું છોડીને કેવળ ઐશ્વર્યનો ભપકો, અધિકારનો દર્પ વગેરે પ્રજાના ખરા હિતકર્ત્તા નથી.... ... પતિપણાથી ગર્જના કર્યાથી જેમ દંપતીમાં સ્નેહ વધતો નથી, તે વધારવા માટે ખરેખર પ્રેમના અંકુર ફુટવા જોઇએ એ પ્રમાણેજ રાજા અને પ્રજા વચ્ચેનો સંબંધ છે. પ્રજા પ્રત્યે મમતા રાખવી, સંકટસમયે તેને મદદ કરવી તેના વેપારની અને ઉદ્યોગ ધંધાની અવનતિ થઇ હોવાથી તેને મદદ કરવી એવા ઉપાયો અમલમાં લાવવા જોઇએ. પરરાષ્ટ્રના વેપારી લોકોના ત્રાસમાંથી તેનું સંરક્ષણ કરવું અને તેને યોગ્ય હક્ક આપી સ્વતઃ તેનું પોતાનું સંરક્ષણ કરવાને સમર્થ કરવા, એ ડાહ્યા અને દૂરદર્શી રાજકર્ત્તાનાં કર્તવ્ય છે."

## લોકોનું કર્ત્તવ્ય.

સુશિક્ષિતોએ અશિક્ષિતોમાં જ્ઞાનનો પ્રચાર કરવો એ સ્વતંત્ર લોકોનું

કર્તવ્ય છે એમ તિલક માને છે. સરકારી શાળાઓમાં અપાતું શિક્ષણ કેવું છે અને ખાનગી શાળાઓ કાઢીને કેવું શિક્ષણ આપવું એ માટે તેઓ તા. ૭-૧૧-૦૫ ના કેસરીમાં લખે છે કે-" સરકારી કોલેજોમાં કિંવા શાળાઓમાં રાષ્ટ્રીય હિતની બાબતોનું કોઇ પણ પ્રકારનું શિક્ષણ આપણા વિદ્યાર્થીઓને મળવું શકય નથી. ખાનગી શાળાઓની અને કોલેજોની જો કોઇ પણ બાબત તમારે જરૂર હોય તો આ જ બાબત માટે છે. અને ખાનગી શાળાઓના પ્રવર્તકોએ જે સ્વાર્થત્યાગ કરવાનો છે તે આજ બાબત માટે છે."

તા. ૧૪-૧૧-૦૫ ના કેસરીમાં તેઓ લખે છે કેઃ-

"શાળાના વિદ્યાર્થીઓને રાષ્ટ્રીય શિક્ષણ આપવાનો બીજો માર્ગ તે રાષ્ટ્રીય યુનિવર્સિટીની સ્થાપના, એ છે. સરકારી શાળાઓમાં જે શિક્ષણ મળે છે તે હુંશિયાર નોકરો તૈયાર કરવા માટે છે. રાષ્ટ્રીય શીલ, ઉમેદ કિંવા ઉદ્યોગ ધંધા વધારવા માટે નથી, એ અમે અનેક પ્રસંગે કહ્યું છે. ખરૂં કહીએ તો આ કામ-ખાનગી શાળાઓએ કરવું જોઇએ. પરંતુ તે શાળાઓને સરકાર કહે તેમ કરવું પડે છે. આથી હવે તદ્દન સ્વતંત્ર અને સરકારના કાંઇ પણ અંકુશમાં ન હોય એવી યુનિવર્સિટી કાઢયા વિના ગત્યંતર નથી એમ લાગે છે. અલ્હાબાદના પ્રસિદ્ધ રાષ્ટ્ર ભક્ત પંડિત મદનમોહન માલવીય આ ઉદ્યોગમાં છે અને તેમણે આવતા જાનેવારીમાં કુંભમેળામાં આ પ્રશ્નની ઉહાપોહ કરવા માટે રાજા રજવાડા અને હિન્દુ ધર્મના જૂદા જૂદા પંથોના આચાર્યોને આમંત્રણ કર્યાં છે. મુસલમાન લોકોએ અલીગઢમાં સ્વધર્મીઓ જે માટે મુજબ એક મોટી કોલેજ કાઢી છે અને તેને યુનિવર્સિટીમાં ફેરવવાના વિચારમાં છે, તેવોજ ઉદ્યોગ હિન્દુ લોકોએ આરંભવો જોઇએ. હાલની ચળવળમાંથી આ ઉદ્યોગનું મહત્વ અને આવશ્યકતા અધિક જણાઇ છે અને અમને એવી ઉમેદ છે કે-આ વેળા આ પ્રશ્નની '**भवति न भवति**' થઇને આપણને સત્વર રાષ્ટ્રીય વિશ્વવિદ્યાલય પ્રાપ્ત થશે."

## અશિક્ષિતને ધિક્કારો નહીં.

રાજકીય સ્થિતિનું જ્ઞાન આપણા સુશિક્ષિત લોકોને સારૂં આવવા

માંડ્યુ છે એટલુંજ નહીં પણ સુશિક્ષિત લોકો સર્વ તરેહની મહત્વાકાંક્ષાથી આગળ પડતા જાય છે અને દેશહિત તરફ લક્ષ આપે છે; પણ અશિક્ષિત લોકોમાં અદ્યાપિ જોઇએ તેટલો જ્ઞાનપ્રસાર થયો નથી. આથી ખેડુતો, કારીગરો વગેરે સામાન્યપ્રતિના લોકોમાં આ જ્ઞાનનો પ્રસાર થવો અત્યંત ઇષ્ટ છે. ખેડુતો જેવા આપણા દેશના અશિક્ષિત લોકો મોટા જથ્થામાં હોવાથી લોકોમાં જ્ઞાનનો ફેલાવો થયા શિવાય આપણા દેશમાં સંઘશક્તિ ઉત્પન્ન થશે નહી, અને સંઘશક્તિ ઉત્પન્ન થયા શિવાય દેશહિતકાર્ય થશે નહીં. આથી સુશિક્ષિત લોકોએ અશિક્ષિત લોકો સાથે મળીને વ્યાખ્યાનોથી, ઉપદેશોથી તેમની સામે આપણી રાજકીય અવનતિનું અને એકંદર દેશસ્થિતિનું ચિત્ર રજુ કરી દેખાંડવું જોઇએ. ખેડુત કારીગર કિંવા સામાન્ય પ્રતિના લોકો અનાડી, કેવળ જનાવર, તેઓને આપણને શો ખપ છે, તેમના મતની કોણ પર્વા કરે છે; એવી રીતે તેઓને ધિક્કારવા એ કામમાં આવશે નહીં. એટલુંજ પણ સર્વ કાંઇ અશિક્ષિત લોકોની સહાયથી કરવાનું છે એ લક્ષમાં રાખીને તેઓમાં રાજકીય જ્ઞાનનો પ્રસાર કરવો. લો. તિલક તા. ૧૨ મી નવેંબર ૧૮૯૫ ના 'કેસરી' માં 'જનાવર કોણ?' એ લેખમાં જણાવે છે કેઃ—

"લોકમત એ શબ્દનો અર્થ ત્યારે શું, એવો કોઇ પ્રશ્ન કરે તો તેને અમારો એવો ઉત્તર છે કે—સામાન્યતઃ ખાધે પીધે સુખી અથવા લખતાં વાચતાં આવડે એવા, પોતાના કષ્ટથી પોતાના કુટુંબનો નેકીથી નિર્વાહ કરનાર એવા સમાજમાં જે લોકો હોય—પછી તે વિદ્વત્તામાં, શ્રીમંતાઇમાં કિંવા અધિકારમાં કમી હો કે વધુ હો—તે સર્વનો જે મત તે લોકમત ગણાય......અંગ્રેજ રાજકર્ત્તા જો કોઇની પરવા કરતા હોય તો તે બીએ. એમ. એ એમના મતની નહીં. તેને એ સારી પેઠે ખબર છે કે—યુનિવર્સિટીમાંથી બહાર પડેલો આ વર્ગ તેને પોતાને કેવા કામનો છે! સરકાર જો કશાની પરવા કરે છે તો તે અમે ઉપર કહ્યો તે લોકમતની.—સરકાર એટલી શાણી છે કે—તે આપણા કરતાં અધિક જાગ્રત છે અને માત્ર વિદ્વાનોના બરાડાથી તે કદિ બીક ધરાવતી નથી. આથી જો કોઇને ખરી વિદ્યાના સંસ્કાર થયા હશે, તેઓ આપણા દેશના

ખરા હિતની વાત શું છે તેનો વિચાર કરીને તે પ્રમાણે ઉદ્યમી, વ્યાપારી, કારીગર, કારકુન, સરદાર, જાગીરદાર, ઇનામદાર ખેડુતો વગેરે લોકોનો મત પોતાને અનુકૂળ કરી લેશે. ખરૂં લોકાગ્રણિત્વ આજ છે. લોકોને જનાવર કહેવામાં નહીં. તમે ડાહ્યા હશો, બર્ક, ગિબન, બકલ ઇત્યાદિના ગ્રંથોનાં પારાયણ કિંવા ભાષાન્તર તમે કર્યાં હશે, ઇંગ્રેજી બોલી લખીને તમારા હાથ રહી ગયા હશે, પરંતુ જે પ્રમાણે દારૂ વિનાની ગોળીથી કશું કાર્ય થતું નથી તે પ્રમાણે દેશમાંના કારીગર, ખેડુતો વગેરે લોકો જ્યાં સુધી તમારે અનુકૂળ નથી ત્યાં સુધી તમારી વિદ્વત્તાથી કોઇ એક ચીજ થઇ શકશે નહીં અથવા તેના તરફ કોઇ જોશે નહીં. રાષ્ટ્રમાં ઉર્જિતાવસ્થા આણવા માટે રાષ્ટ્રમાંના ઉપર જણાવેલા લોકોના મત બદલવા જોઇએ અને તે બદલવા માટે દરેક વિદ્વાને તજવીજ કરવી જોઇએ."

## સુશિક્ષિતોનું વર્તન નમુનેદાર હોવું જોઇએ.

લોકોમાં દેશસ્થિતિના જ્ઞાનનો પ્રસાર કરવો, એ જેટલું સુશિક્ષિત લોકોનું કર્તવ્ય છે, તેટલું દેશસ્થિતિને અનુરૂપ વર્તન રાખવું, એ સુશિક્ષિત લોકોનું કર્તવ્ય છે. સુશિક્ષિત લોકોમાં પણ હજી સુધી દેશાભિમાન જોઇએ તેટલું જાગૃત થયલું નથી. સરકારી ચાંદ, પદવી, સન્માનની જગ્યા વગેરેમાં લુબ્ધ થઇને લોકોના કેટલાક આગેવાનો પોતાની સ્વતંત્રતાને તજે છે તે ઉપરથી—એટલુંજ નહીં પણ એ સન્માનપૂર્વે જે રીતે તેઓએ દેશહિતનો ઉત્સાહ બતાવ્યો હોય તેના કરતાં વિરુદ્ધ વર્તન તેઓ કરે છે તે ઉપરથી માલુમ પડે છે. મુંબઇમાં ૧૯૦૫ની સાલમાં જ્યારે પ્રિન્સ ઓફ વેલ્સ આવ્યા ત્યારે દરેક ઘરવાળાને ઘર સાફસુફ કરી રોશની કરવા જણાવવામાં આવ્યું હતું. આ ઉપરથી લો. તિલકે તા. ૨૪ મી ઓક્ટોબર ૧૯૦૫ના કેસરીના અંકમાં લખ્યું છે કે—"ઘરવાળા આ કમિટીના મેંબરોની વિનંતિથી રોશની કરવા કબુલ થાય પણ તેનું ખર્ચ શ્રીમંત ઘરવાળા પણ પોતાના પદરથી કરતા નથી. ભાડુતો પાસેથી જૂદી રીતે વસુલ કરી લે છે, એ ભાડુતોને આજ એવા પ્રકારની કેટલીક નોટીસો મળી છે તે ઉપરથી જાહેર થયું છે. આનો ખુલ્લો અર્થ એ કે—યુવરાજ મુંબાઇમાં આવશે તેથી મુંબઇમાં એકાદ

ખોલી લઈને રહેનારા ગરીબ ભાડુતને આગેવાનોના કહેવાથી થોડાક વિશેષ કર ભરવો પડશે. આ બિના અમને અપ્રશસ્ત લાગે છે. મુબઇના શ્રીમંતોએ પોતાના ઘર ઉપર ફાવે તેટલી રોશની કરવી, પરંતુ ગરીબ ભાડુત ઉપર ઘરવાળાઓ મારફત કર નાંખવો એ અનુચિત છે.''

## રાષ્ટ્રીય સભા.

લોકમતનું એકીકરણ કરવા અને રાજકીય હક્ક સંપાદન કરવાના હેતુથી રાષ્ટ્રીય સભા સ્થાપવામાં આવી હોવાથી, તે સ્થાપન થઇ ત્યારથી તેના પ્રયત્નો એક સરખા ચાલુ છે. તે સભા સ્થપાઇ ત્યારના અને હાલના લોકમતની સ્થિતિમાં ઘણો ફેર પડયો છે. રાષ્ટ્રીય સભાના ઉદ્યોગથી રાજ-વહીવટમાં થોડા ઘણા સુધારા થયા છે પણ તે નહીં જેવા છે. આ સ્થિતિમાં રાષ્ટ્રીય સભાએ વિશેષ શકિતથી કાર્યક્રમની દિશા બદલવી જોઇએ. તેમ થશે તો રાજકારભારમાં ઇષ્ટ સુધારણા થઇને રાજકીય હક્ક પ્રાપ્ત થશે. તિલકનો આ મત સન ૧૯૦૪થી ચાલુ છે. (આજ ૧૯૧૮ ની સ્થિતિમાં અને ૧૯૦૪ની સ્થિતિમાં યે ઘણો ફેર પડી ગયો છે પણ તિલકનું જે કહેવું તે વખતે હતું તે આ વખતે પણ લાગુ પડે છે.) તા. ૨૦-૧૨-૧૯૦૪ના કેસરીમાં કોંગ્રેસના કામની નાઉમેદીના કારણ સંબંધી તિલક લખે છે કે:-

''હ્યુમ સાહેબ કહે છે તે પ્રમાણે કોંગ્રસની સંસ્થા વીસ વર્ષથી કાઢવામાં આવી છે અને સભાની માગણી ખરી હોવાથી વિચારણીય છે એમ પુષ્કળ લોકોનો મત થયો છે, એ ખરૂં છે. પણ વીસ વર્ષના ઉદ્યોગમાં હક્કપ્રાપ્તિના રૂપમાં કાંઇ દૃશ્ય ફલ મળ્યું છે કે નહીં એ તપાસીશું તો એક બે પ્રકીર્ણ બાબતો શિવાય કાંઇ નજરે પડતું નથી. કોંગ્રેસનો જન્મ થયો ત્યારે સર્વને એવી આશા હતી કે-હજારો દેશભકતોની માગણી વ્યવસ્થિત રીતે સરકાર સમક્ષ મૂકવામાં આવશે તો સરકાર તરફથી તેનો યોગ્ય વિચાર થયા શિવાય રહેશે નહીં; પણ આગળ અનુભવ જોઇશું તો જૂદાજ પ્રકારનો જણાશે. કોંગ્રેસ સભાના ઠરાવોમાંથી નિર્વિવાદ બાબતોને પણ અમલમાં આણવાની સરકારે ના પાડી. એટલુંજ

નહીં પણ કોંગ્રેસનો ઉત્કર્ષ ન થાય તે માટે એંગ્લો–ઇંડિયનો તરફથી ખટપટ શરૂ થઇ; અને મોર્લી જેવો પુરસ્કર્તા મળ્યો ન હોત તો કાઉન્સીલની સુધારણાનો કાયદો જે પાસ થયો છે તે થાત કે નહી તેની શંકા છે. સારાંશ, જેટલી ચળવળ વિશેષ તેટલો સરકારનો કિંવા સરકારી અધિકારી વર્ગનો રોષ વિશેષ, એવો અનુભવ થવા લાગ્યો છે. અને કેટલાકને એવું જણાવા લાગ્યું છે કે–આના કરતાં ન કરી હોય તો શું ખોટું ?",

## ડેપ્યુટેશન અને સ્વાવલંબન.

આ પ્રકારની નાઉમેદ કેમ દૂર કરવી એ પ્રશ્ન આજ અનેક વર્ષથી કોંગ્રેસ સમક્ષ પડેલો છે. દરમ્યાન ૧૯૦૪ પહેલાં એકવાર હિંદુસ્તાન તરફથી એક ડેપ્યુટેશન મોકલીને વિલાયતમાંના લોકોને સમજાવવાનો યત્ન થયો હતો અને તેવું ડેપ્યુટેશન ગયું હતું. પણ ત્યાં અનેક પક્ષ હોવાથી આજ કોનઝરવેટિવ પક્ષની સરસાઇ તો કાલ લિબરલપક્ષ કારોબાર ઉપર હોય એવી ફેરફારી ચાલુ રહેતી; અને એક વેળા અમુક પક્ષ તરફથી હક્ક મળશે એમ આશા લાગતી તો બીજી વેળા બીજો પક્ષ કાંઇક આપશે એવી આશા રહેતી. પણ એ સર્વ મૃગજળ હોવાનો પ્રસંગ લાગતો. આથી લો. તિલકનો મત તે વખત એવો હતો કે–ઇંગ્લાંડમાં એક કાયમનું ડેપ્યુટેશન રાખવું અને તે જે વખતે જે પક્ષ આપણને અનુકૂળ થાય તે વખત તેને તેવો કરી લેવાનું કામ કરે. આ સાથે તેઓ મુખ્ય ભાર સ્વાવલંબન ઉપર નાંખતાં તા૦ ૨૦–૧૨–૦૪ના કેસરીમાં તેઓ ડેપ્યુટેશન સંબંધમાં લખતાં છેવટે લખે છે કે:–"ઇંગ્લાંડનો રાજ્ય–કારભાર હાલમાં જે પ્રકારે ચાલે છે, તેમાંથી આપણને ફાયદો કેમ થશે તે આપણે જોવુ જોઇએ; અને તે દૃષ્ટિથી આ પ્રશ્નનો વિચાર કર્યો એટલે જેઓ જે પ્રસંગે આપણને મદદ કરવા તૈયાર થશે તેઓથી તે વેળા પૂર્ણ લાભ લેવા આપણે તૈયાર રહેવું જોઇએ. પરંતુ "જસ્ટિસ" પત્રકર્ત્તાના કહેવા પ્રમાણે એટલી વાત ખાસ લક્ષમાં રાખવી જોઇએ કે, આપણે આપણા પોતાના હક્ક માટે પ્રયત્ન કરવા તૈયાર થયા શિવાય આપણને જે કાંઇ યશપ્રાપ્તિ થવાની છે તે થનાર નથી."

## સાધ્ય અને સાધન.

૧૯૦૬ની સાલ સુધી રાષ્ટ્રીય સભાનો અંતિમ હેતુજ વિશેષ રીતિયે સ્પષ્ટ થયો ન હતો. એ સાલમાં ૨૨મી રાષ્ટ્રીય સભામાં આ હેતુ સ્પષ્ટ થયો હતો કે-"સ્વરાજ્ય-લોકે પોતાની મેળે ચલાવવાનું સ્વરાજ્ય-આપણને પ્રાપ્ત થયા વિના આપણા ઉદ્ધારનો બીજો માર્ગ નથી." આવો કાયમનો તે વખતે થયો. તે સંબંધમાં લખતાં શ્રીયુત તિલકે તા. ૮-૧-૧૯૦૭ના કેસરીમાં ઉદ્‍ગાર કાઢયા હતા કેઃ-

" હિંદુસ્થાનને સ્વરાજ્ય મળવુંજ જોઇએ એ શિવાય બીજો માર્ગ નથી, એ આપણી રાજકીય ચળવળનું હવે કાયમનું પ્રધાન તત્વ બન્યું. ખુદ દાદાભાઇએજ એવું કહ્યું છે કે-'૨૨મી રાષ્ટ્રીય સભામાં નવું જે કાંઇ થયું છે તે એજ છે. સ્વરાજ્ય પ્રાપ્ત કરી લેવું, એજ તમારૂં કર્તવ્ય છે, આ સિદ્ધાંત હું આ સભામાં તમને કહું છું અને તે માટે તમે કામ કરીને આ હક્ક સંપાદન કરો એટલે મેં આજસુધી જે કાંઇ કર્યું છે તેની મને બક્ષિસ મળી, એવી મારી તમો સર્વને આખરની ભલામણ છે.' તાત્પર્ય, સ્વરાજ્ય પ્રાપ્ત કરી લેવું એ રાષ્ટ્રીય સભાનું મુખ્ય કર્તવ્ય કિંવા ઉદ્દેશ છે, એ વાત હવે નિર્વિવાદ સિદ્ધ થઇ છે." આગળ ચાલતાં તેઓ લખે છે કેઃ-"સ્વરાજ્ય આપણું સાધ્ય છે અને સ્વદેશી હિલચાલ, બહિષ્કારયોગ અને રાષ્ટ્રીય શિક્ષણ એ સ્વાવલંબનના એ હેતુની સિદ્ધિ માટેનાં ત્રણ મોટાં સાધન છે. આ સાધનનો યોગ્ય ઉપયોગ કરીને નવા વર્ગે દાદાભાઇ નવરોજીએ જણાવ્યા પ્રમાણે કાર્યસિદ્ધિ કરી લેવી જોઇએ.""

## સ્વદેશી હિલચાલ.

લોર્ડ કર્ઝને ૧૯૦૫ની સાલમાં લોકમતને ન ગણકારીને બંગાળાના વિભાગ કર્યાથી સ્વદેશી હિલચાલ વિશેષ પગભર થઇ. ૨૫-૩૦ વર્ષ પહેલાં મહારાષ્ટ્ર, ગુજરાત વગેરે પ્રાંતોમાં આ હિલચાલ શરૂ થયલી હોવાથી, પંજાબ વગેરે દૂર દૂરના પ્રાંતોમાં તે બહુજ થોડી અસ્તિત્વમાં હતી. પ્રારંભમાં જ્યારે આ હિલચાલ શરૂ થઇ ત્યારે પરદેશી જણસ વાપરવાથી આપણી સંપત્તિ બહાર જાય છે અને તેથી આપણા ઉદ્યોગ

ધંધા ડુબે છે, આથી દેશી માલ વાપરીને આપણા ઉદ્યોગ ધંધાને ઉત્તેજન આપવું–આ તેનો હેતુ હતો. પણ બંગભંગ પછી બંગાળાના લોક ખળભળી ઉઠયા અને વિલાયતી માલ ન લેતાં દેશમાંજ ઉત્પન્ન થનારો માલ લેવો, એવો બંગાળાના લોકોએ નિશ્ચય કર્યાથી સ્વદેશી હિલચાલે જૂદુંજ સ્વરૂપ લીધું અને તેનો પ્રસાર આખા હિંદુસ્થાનમાં થયો. પણ "નાક દાબ્યા શિવાય મ્હોં ઉઘડે નહીં." એ કહેવત પ્રમાણે યુરોપના વેપારીઓનાં ખિસ્સાં ઉપર તરાપ પડયા શિવાય અગર વેપારી દૃષ્ટિથી તેમને ફટકો લગાવ્યા શિવાય આપણી રાજકીય ફરિયાદો તરફ સરકાર લક્ષ આપશે નહીં, એવી આપણા લોકોની સમજ થયાથી તેઓએ વિલાયતી માલનો બહિષ્કાર કરવા પ્રયત્ન કરવા માંડયા છે. અર્થાત્ સ્વદેશી ચળવળ સંબંધી વિચાર કરતાં બહિષ્કારનો રાજકીય અને સાંપત્તિક એવી બે દૃષ્ટિથી વિચાર કરવો જોઇએ, એવો તિલકનો અભિપ્રાય છે; અને તે મત પ્રમાણે કેવા ખુલાસા તેમણે કરેલા છે તે આપણે તપાસીએ:—

તા. ૫–૯–૦૫ના કેસરીમાં તેઓ લખે છે કે:—

"દેશી માલ તૈયાર થાય તે પછી તે વાપરવાનો નિશ્ચય કરવાનું જે લોકો કહે છે, તેઓ અમારા મત પ્રમાણે હાલની ચળવળમાં બુદ્ધિપુરસ્સર વિપર્યાસ કરતા જણાય છે; અને લોકોની તથા અમારી દૃષ્ટિથી એ વર્તન અત્યંત ગર્હ્ય છે.......દેશી માલ આજ બધો તૈયાર નથી એ વાર્તા નિર્વિવાદ છે. પણ જે વાત આપણી સમક્ષ આપણા નિશ્ચયનો ભંગ કરતી હોય તે જોવી એ કેવળ દિવાનાપણાનું કામ છે. સર્વ બાબત આપણા હાથ નીચે એકદમ આવી જતી નથી. આથી તે થોડી થોડી અથવા ક્રમે ક્રમે કરવાનો નિશ્ચય શું આપણે કદી કરવો જોઇએ નહીં? "ખાઇશ તો લાડુ ખાઇશ. નહીંતર ઉપવાસ કરી મરીશ". એવો નિશ્ચય કરનારને શાસ્ત્રમાં ભણેલો મૂર્ખ કહ્યો છે. સર્વ પ્રકારનો માલ જ્યારે દેશમાં તૈયાર કરવો જોઇએ ત્યારે પ્રથમ થીજ તેને ઉત્તેજન આપવું જોઇએ. આજ, દેશમાં જે માલ ઉત્પન્ન થયા છે તે વાપરવા માંડો. હિંદુસ્થાનમાં બનતો માલ મળતો ન હોય તો

જાપાન સરખા એશીઆ ખંડમાંના રાષ્ટ્રમાં તૈયાર થયલો માલ લ્યો; તે પણ ન મળે તો ફ્રાન્સ, અમેરિકા કિંવા એવા દેશોમાં બનેલો માલ લ્યો; અને એટલું થશે તો તમને ઘણી અડચણ પડશે નહીં....હાલની હિલચાલ કોઇપણ પ્રકારે રાજકીય નથી; કેવળ ઔદ્યોગિક છે એમ કેટલાક ગૃહસ્થો કહે છે. અમારા મત મુજબ એ ગેરસમજ છે. હાલની ચળવળ પ્રત્યક્ષ રીતે રાજકીય નથી પણ અપ્રત્યક્ષ રીતે તેની અસર રાજકર્ત્તાં ઉપર થવાની, એવો હિલચાલના પુરસ્કર્તાઓનો હેતુ છે, એ સાફ રીતે કબુલ કરવો જોઇએ....આપણા દેશનો ડુબી ગયલો વેપાર કિંવા ઉદ્યોગ ધંધો પુનઃ શરૂ કરવો એ આપણું કર્તવ્ય છે. હાલની હિલચાલ એક-પક્ષી નહોતાં દ્વિપક્ષી છેજ, એ પ્રત્યેકે લક્ષમાં રાખવું જોઇએ."

બહિષ્કાર એ કાયદેસર ઉપાય હોવાથી આજસુધી તેનો અનેક રાષ્ટ્રોએ ઉપયોગ કરેલો છે. એ શસ્ત્ર કાયદેસર અને ફાયદાકારક હોવાથી તે ઉપાડવાનાં કામમાં હિંદુસ્થાનના રંકથી તે રાય સુધીના સર્વએ એકત્ર થવું જોઇએ. આ સંબંધમાં તિલક લખે છે કે—

"રાજકર્ત્તાં વિરૂદ્ધ બંડ કરવું એ ગેરકાયદેસર છે, કિંબહુના ગુન્હો છે; પણ બહિષ્કારનો તેવો પ્રકાર નથી. રાજકર્ત્તાં આગળ આપણી માગણી સયુક્તિક રીતે રજુ કરવાનું છોડી દો, એવું અમારૂં કહેવું નથી. પરંતુ માત્ર વિનવણીથી કાર્યસિદ્ધિ થતી નથી એવો જ્યારે અનુભવ છે, ત્યારે એ વિનવણીમાં બહિષ્કારની પુરવણી કરીને પોતાનો ઇષ્ટ હેતુ સાધ્ય કરવો જોઇએ."



# શિવાજી ઉત્સવ.



આપણા મહાન્ પૂર્વજોનું સ્મરણ, તેમનાં કાર્યોની સ્મૃતિ અને તેમણે કરેલા ઉદ્યોગોનું મનન વગેરે જાગૃત રહે, એ કોઇપણ રાષ્ટ્રના જીવંતપણાનું લક્ષણ છે અને તેમાંજ તેની ભાવી ઉન્નતિનાં બીજ હોય છે. હિંદુસ્થાન જેવા પરતંત્ર થએલા રાષ્ટ્રે તો જરૂરજ શિવાજી જેવી વિભૂતિઓની સ્મૃતિ રાખવી જોઇએ. મુસલમાનોએ આખો દેશ પાદાક્રાંત કરી હિંદુ લોકોને દુઃખ દેવા માંડ્યાં, તે વખતે શિવાજી મહારાજની વિભૂતિ અવતીર્ણ થઇ અને તેમણે ધર્મ, નીતિ અને સ્વાતંત્ર્યની સ્થાપના કરી; તથા હિંદુ લોકોને પ્રગતિનો માર્ગ દેખાડ્યો. હિંદુ સમાજનું અથવા રાષ્ટ્રનું અસ્તિત્વ નષ્ટ થવાનો પ્રસંગ આવતાં, જેણે સ્વપરાક્રમથી રાષ્ટ્રમાં ચૈતન્ય આણી તેને રાષ્ટ્રીયત્વ આપ્યું, તે શિવાજી મહારાજનો ઉત્સવ આપણે અવશ્ય કરવો જોઇએ. આ ઉત્સવ એકલા હિંદુઓએજ નહિ પરંતુ હિંદુસ્થાનના સર્વ લોકોએ કરવો જરૂરનો છે. કારણ, વિભૂતિ સર્વને સરખીજ પૂજ્ય હોય છે; અને તેના ચારિત્ર્યમાં રાષ્ટ્રોન્નતિકારક સર્વસાધારણ તત્વો વાસ કરતાં હોય છે. આવી વિભૂતિઓ પર રાષ્ટ્રમાં પણ ઘણી થઇ ગઇ છે. પણ શિવાજી મહારાજ આપણા છે; માટે બીજાઓ કરતાં તેઓ આપણને વધારે પૂજ્ય છે. શિવાજી ઉત્સવ શિવાજી મહારાજ માટે કરવાનો નથી, પરંતુ તે આપણે માટે કરવાનો છે. શિવાજી મહારાજના સમયની પરિસ્થિતિ કેવી હતી અને હિંદુ રાષ્ટ્રને ઉપર આણવા માટે તે વખતે તેમણે કયા ઉપાય યોજ્યા વગેરેનું મનન કરી ફક્ત કૃતજ્ઞતા પ્રકટ ન કરતાં હાલની સ્થિતિ ઓળખી, રાષ્ટ્રીયત્વની કલ્પના કેટલી વિસ્તૃત કરવી જોઇએ; અને હાલની હરકતો, ગરજો અથવા અવનતિ કેવા પ્રકારની થઇ છે અને તેમાંથી ઉંચું ડોકું કાઢવા માટે કયો માર્ગ છે એનો વિચાર પણ આ ઉત્સવ કરનારાઓએ કરવો જોઇએ. શિવાજી મહારાજનો અવતાર ફક્ત ધર્મોન્નતિ કરવા માટે નહોતો કિંવા કેવળ રાજકીય ઉન્નતિ કરવા માટે નહોતો; પરંતુ જે બાબતથી એકરાષ્ટ્રીયત્વ થાય છે, તે બાબત રાષ્ટ્રને આપવા માટે હતો; આ વાત ઉત્સવ કરનારા-

ઓએ અવશ્ય લક્ષમાં રાખવી અને તદનુરોધે આ ઉત્સવનું ધોરણ ઠરાવવું જોઇએ; આવો લો. તિલકનો મત છે અને તે તેમણે ૧૯૦૫ની સાલમાં ઉમરાવતી અને પુનાના ઉત્સવપ્રસંગે અને ૧૯૦૬ની સાલમાં કલકત્તામાંના ઉત્સવમાં સ્પષ્ટ રીતે પ્રકટ કરેલો છે.

આ ઉત્સવમાં રાજદ્રોહની શંકા કાઢનારાઓને માટે ઉમરાવતીના ભાષણમાં લો. તિલકે નીચે પ્રમાણે સ્પષ્ટ ઉલ્લેખ કરેલો છે.

"આપણી સ્થિતિનો વિચાર કરવો એ રાજદ્રોહ છે શું? આપણી સ્થિતિ સુધારવી એ શું રાજદ્રોહનું લક્ષણ છે? મારો તો એવો ચોખ્ખો મત છે કે, પોતાની પ્રજાની સ્થિતિ સુધારવી નહિ એવું પ્રતિપાદન કરનારા રાજા નથી અને એ તત્વ સાંભળી લેનારી પ્રજા પણ નથી. કેટલોકોને એવી શંકા થાય છે કે, આવી રીતના રાષ્ટ્રીય ઉત્સવ કરવાથી રાજકર્તાની વક્રદષ્ટિ થાય છે, અને એથી એવાં રાષ્ટ્રનાં કામો થાય નહિ એટલા માટે તેમના પ્રયત્ન સતત ચાલુ હોય છે. એવો વિઘ્નસંતોષી લોકોએ મૂગા બેસવુંજ સારૂં. અમારી પ્રગતિ થાય નહિ, આવી તરેહનો રાજકર્તાનો હેતુ મુદલજ નથી. ૧૮૫૮ની સાલમાંનું જાહેરનામું જોતાં આ ભ્રમ દૂર થશે. તમેજ વિચાર કરો કે, તે જાહેરનામામાં લખેલા અક્ષરો ખરા કરવા માટે પ્રયત્ન કરવામાં રાજદ્રોહ છે કે, તે ખોટાં પાડવાનો ઉદ્યોગ કરવામાં રાજદ્રોહ છે. આપણે એવો તો કોઇ ઉપાય યોજવો જોઇએ કે, જેમાં આપણી પ્રગતિનો માર્ગ મળી આવે. આવા ઉત્કૃષ્ટ કાર્ય માટે વિરુદ્ધ લોક નિપજે એ આપણી અવનતિનું લક્ષણ છે. વિઘ્ન આણનારાઓને કોઇપણ પ્રકારે ત્રાસ આપશો નહિ. આપણો ઉદ્દિષ્ટ હેતુ સિદ્ધ થતાં તે લોકો આપોઆપ આપણને આવી મળશે. તેઓ નહિ મળે તો તેમનાં છોકરાં મળશે."

શિવાજી ઉત્સવ રાષ્ટ્રીય ઉત્સવ થઇ શકે કે નહિ, આવો ૧૯૦૬ની સાલમાં પ્રશ્ન નિકળ્યો હતો, અને તે વખતે વર્તમાનપત્રોમાં તથા સભાઓમાં ઘણીજ ચર્ચા પણ થઇ હતી. તિલકનો મત એવો છે કે, આ ઉત્સવ રાષ્ટ્રીય થઇ શકે. શિવાજી મહારાજ હિંદુ હોઇ, તેઓ જો કે મહારાષ્ટ્રમાં જન્મેલા હતા, તોપણ વિભૂતિની દષ્ટિએ તે સર્વને સરખાજ

પૂજ્ય છે. વિભૂતિ ક્યાંય પણ જન્મો, અને તે કોઇ પણ જાતિમાં ઉછરો; જાત, ધર્મ કિંવા સ્થાન કરતાં રાષ્ટ્રીય ગુણોથી તે લોકોને વંદ્ય થાય છે. શિવાજી મહારાજ સર્વને વંદ્ય હોવાનું કારણ, તેમના અંગનું ધૈર્ય, સ્વાવલંબન, સ્વાર્થત્યાગ, સ્વધર્માભિમાન, શુદ્ધાચરણ, રાષ્ટ્રહિતતત્પરતા વગેરે ગુણજ છે; અને એથીજ આ ઉત્સવમાં દિવસે દિવસે રાષ્ટ્રીય સ્વરૂપ આવતું ચાલેલું છે; અને પ્રતાપાદિત્ય માટે જે અભિમાન બંગાળાના લોકોને લાગે છે તેજ અભિમાન શિવાજી મહારાજ માટે લોકોને લાગવા માંડ્યું છે, એ કલકત્તા વગેરે ઠેકાણે થનારા ઉત્સવો પરથી સહજ વાંચકોના ધ્યાનમાં આવશે. વધારે તો શું, પણ શિવાજી–ઉત્સવથી, મહારાષ્ટ્રમાં નાના ફડનવિસ, બાજીરાવ વગેરેના ઉત્સવ કરવાની જેમ લોકોને સ્ફુર્તિ થએલી છે, તેમજ કલકત્તા તરફના શિવાજી–ઉત્સવથી અકબર જેવાઓના ઉત્સવ કરવાની પણ લોકોમાં જાગૃતિ થતી ચાલી છે. આ જાગૃતિનું પરિણામ શિવાજી મહારાજના ઉત્સવમાં રાષ્ટ્રીયત્વનું બીજ વાસ કરતું હોવાનુંજ છે, એ કોઇપણ વાંચકના લક્ષમાં આવશે. અત્યારે લોકમાં શિક્ષણનો પ્રસાર અદ્યાપિ જોઇએ તેટલો ન થયો હોવાથી અને રાષ્ટ્રીયત્વની કલ્પના જાગૃત ન હોવાથી કેટલાક મુસલમાનોને શિવાજી–ઉત્સવ જેમ તુર્ત માટે અપ્રિય લાગશે તેમજ કેટલાક હિંદુઓને અકબરનો ઉત્સવ પણ અપ્રિય લાગશે. પણ રાષ્ટ્રીયત્વની કલ્પના જાગૃત થયા પછી તે જેમ જેમ વૃદ્ધિંગત થતી જશે, તેમ તેમ શિવાજી મહારાજના ઉત્સવનીજ મહતી વધશે એટલુંજ નહિ પણ અકબર જેવાઓના ઉત્સવ પણ સર્વત્ર શરૂ થશે. મોટા પુરુષોના અંગના કેટલાક ગુણ એવા હોય છે કે, તે રાષ્ટ્રૈક્ય કરે છે. માત્ર એ ગુણોનું મહત્વ લોકોનાં મનમાં ઠસાવવાનું કામ લોકોના આગેવાનોનું હોઇ, જૂદા જૂદા સમાજનું એકીકરણ કરતી વખતે તેમાંના પ્રત્યેક સમાજના વૈશિષ્ટયમાં પણ દઢતા આણવાનો તેમણે પ્રયત્ન કરવો જોઇએ. શિવાજી મહારાજની પાછળ આવેલા મરાઠી રાજકર્તાઓએ બંગાલપર નિર્દય રીતે સ્વારી કરી હોવાથી બંગાલી લોકોને શિવાજીનો ઉત્સવ કદી પ્રિય થશે નહિ; અને જ્યાં સુધી શિવાજીએ કપટથી અફઝુલખાનને ઠાર માર્યાની સ્મૃતિ મુસલમાનોને છે,

ત્યાં સુધી શિવાજી ઉત્સવ માટે મુસલમાનોની કિંવા બંગાળાના લોકોની સહાનુભૂતિ કદી પણ ઉત્પન્ન થશે નહિ, આવું પણ ૧૯૦૬ની સાલમાં કલકત્તામાં જ્યારે જંગી શિવાજી-ઉત્સવ થયો, તે વખતે કેટલાક એંગ્લો-ઇંડિયન પત્રકારોએ અને તેમની પાછળ તણાતા નેટિવ પત્રકારોએ આક્ષેપ લીધા હતા, અને તેમનોજ ધ્વનિ હજુ પણ કેટલેક ઠેકાણે નિકળે છે. પણ આ આક્ષેપમાં કાંઇજ અર્થ નથી આમ તિલકે અનેક વખતે લોકોને બતલાવી આપ્યું છે. શિવાજીની પાછળ મરાઠાઓની ગાદીપર આવનારા રાજકર્તાઓએ બંગાલપર સ્વારી કરી એથી બંગાલી લોકાએ શિવાજી માટે શા સારૂ ખોટું લગાડવું? ખુદ શિવાજીએ કાંઇ બંગાલપર સ્વારી કરી નહોતી. બીજું એમ કે, સ્કોટલંડ અને ઇંગલંડનું પૂર્વે હાડવૈર હતું. પણ હાલમાં એકમેકના રાષ્ટ્રમાંના શૂર અને કર્તા પુરુષો માટે અભિમાન થઇ તેમનાં તે રાષ્ટ્ર ઉત્સવ કરે છે કે નહિ? રાજકારણને લીધે તે તે વખતે તે તે પરિસ્થિતિ મુજબ પ્રત્યેક યોદ્ધાને પર રાષ્ટ્રપર સ્વારી કરવી પડી. અર્થાત તે વખતે ખુન અને રક્તપાત કરવાની તેમને જરૂર પડી. અફઝુલખાનના વધની જાગૃતિ જ્યાં સુધી મુસલમાનોમાં છે, ત્યાં સુધી જો મુસલમાન લોક હિંદુઓને આવી મળે નહિ, તો અફઝુલખાનનો જે કારણ માટે અને જે રીતીથી વધ કર્યો, તે કરતાં પણ અધિક ક્રૂરપણે અવરંગજેબે સંભાજીને જો માર્યો છે; અને એનું સ્મરણ જ્યાં સુધી હિંદુઓને છે, ત્યાં સુધી હિંદુઓએ પણ મુસલમાનોને શા માટે આવી મળવું? પણ ઉપરના જેવો આક્ષેપ ફક્ત 'પરસ્પર લઢાવી મારવાની પદ્ધતિ' ( Divido and rule ) શિખવનારા કેટલાક એંગ્લો-ઇંડિયન લોકોના મગજમાંનો હોવાથી તેની અત્યારે કોઇ બ્હીક રાખતું નથી. રાષ્ટ્રૈક્ય કરતી વખતે એવાં ખુન અને રક્તપાત વિસરવા પડે છે; કિંબહુના એ વિસારે પડે તોજ ખરૂં રાષ્ટ્રૈક્ય થશે; અને શિવાજી-ઉત્સવ કરતી વખતે લોકોએ જે વાત લક્ષમાં રાખવી જોઇએ તે આજ છે, આવો તિલકનો મત છે. અને તા. ૨૪-૬-૦૬ના 'મરાઠા'માં 'શિવાજી હિંદુસ્થાનની રાષ્ટ્રીય વિભૂતિ થાય નહિ શું?' આ મથાળા નીચે તેમણે જે લેખ ઇંગ્રેજીમાં લખ્યો છે, તેમાં તે૦ ૨૫૯૮ નણુદ કરેલો છે.

૧૯૦૪ની સાલમાં લોર્ડ કર્ઝને જુની ઇમારતોના સંરક્ષણનો કાયદો કર્યો હોવાથી, અને જુન્નરના કિલ્લામાં શિવાજી મહારાજનું સ્મારક કરવાનો અને 'વ્હિકટોરિયા મેમોરિયલ ઇન્સ્ટિટયુટ'માં તેમની તસબિરોનો અને હથિઆરોનો સંગ્રહ કરવાનો ઠરાવ થયો હોવાથી મુંબઇ સરકારના કારભારમાં પણ આ બદલાયેલા ધોરણનાં ફળો નજરે પડવા માંડયાં; અને ૧૯૦૭ની સાલમાં સરકારે રાયઘડની સમાધિનો જીર્ણોદ્ધાર કરવ માટે પાંચ હજાર રૂપીયા આપવાનો ઠરાવ પણ થયો. સરકારે આવી રીતે સહાય કરવાથી ધીમે ધીમે સમાધિના જીર્ણોદ્ધારને અને ફંડને લોકોની સારી મદદ થશે એવાં ચિન્હો જણાવવા માંડયાં છે. છત્રપતિ શિવાજી મહારાજ માટે અભિમાન રાખી તેમના ઉત્સવ માટે અને પર્યાયે રાષ્ટ્ર માટે પ્રયત્ન કરવો એ સર્વનું કર્તવ્ય છે, આવી તા૦ ૧ મે ૧૯૦૬ના કેસરીમાં ખુદ તિલકે ફંડની ચળવળનો ઇતિહાસ આપતી વખતે પોતાની ઇચ્છા પ્રકટ કરેલી છે; અને તે સફલ કરવી એ દરેકનું કર્તવ્ય છે. રાષ્ટ્રીય સભા પ્રમાણેજ રાષ્ટ્રોન્નતિની કલ્પના જાગૃત કરી રાષ્ટ્રૈક્ય કરનારી જે સંસ્થા છે, તેમાંજ શિવાજી–ઉત્સવની કલ્પના કરવાને કાંઇ હરકત નથી; અને ઉત્સવના આજ પર્યંતના કાર્યક્રમ પરથી જણાઇ આવે છે કે, આ ઉત્સવમાં 'રાજકીય મહત્વાકાંક્ષા તૃપ્ત થવા માટે કયા સદ્ગુણ અને મનોવૃત્તિ રાષ્ટ્રમાં વૃદ્ધિગંત થવાં જોઇએ એનો ઉહાપોહ પણ થાય છે.' એટલા માટે આ કામમાં પરસ્પરનો ભેદભાવ વિસરી જઇ સર્વેએ એકઠા મળી વર્તવું કે જેથી આ સંસ્થાને થોડાજ સમયમાં રાષ્ટ્રીય સ્વરૂપ મળી, તે દ્વારા નિઃસંશય દેશહિત થશે.



# રાજકીય આચરણ.



હવે તિલકના રાજકીય આચરણ સંબંધમાં બે શબ્દ લખી આ વિષય પૂરો કરૂં છું. જેવા તિલકના રાજકીય મત છે, તેને અનુસરીનેજ તેમનું વર્તન છે. સરકારની રાજપદ્ધતીના જે માર્ગ તેમને પસંદ નથી અને જેની વિરૂદ્ધ તેઓ લેખ લખતા હતા, તે સંબંધે પોતાનું વર્તન રાખવાનો પ્રસંગ આવતાં તેઓ બોલ્યા પ્રમાણે ચાલતા; એટલુંજ નહિ, પણ બોલ્યા કરતાં કૃતિમાં તેમની તીખાશ વધારે જણાઇ આવે; અને આ તીખાશને લીધેજ આજ પર્યંત તેમનાપર કેટલાંક સંકટો આવી પડ્યાં છે. પ્લેગ સંબંધી જુલમી વ્યવસ્થા, કર-વસુલીની સખ્તી, હિંદુ-મુસલમાનોનો દંગો, ગણેશોત્સવ, શિવાજી-ઉત્સવ, સ્વદેશી ચળવળ વગેરે પ્રસંગે સરકાર અને લોકપક્ષના મતોનું દ્વંદ્વયુદ્ધ ચાલતાં, અને તેમાં આગેવાન તરીકે લોકમત પ્રમાણે વર્તવાનો પ્રસંગ આવતાં કેટલીક વખતે નિર્ભય રીતે અને સ્પષ્ટ રીતે સરકારને જવાબ આપેલો છે; અને તે પ્રમાણેજ તેમણે વર્તન રાખેલું છે; અને તે માટે તેમણે સરકારના રોષની પણ પર્વા કરી નથી, એ તેમના પરના કેસ પરથી સહજ વ્યકત થાય છે. ઉલટ પક્ષે લોકમત જાગૃત કરવા માટે વર્તમાનપત્ર દ્વારાજ નહિ પરંતુ સંભાષણ, વાદવિવાદ, મુલાકાત, સલાહ મસલત, સભા વગેરે દ્વારા કોઇની પણ શરમ ન રાખતાં પોતાને યોગ્ય લાગતા માર્ગનું તેમણે અવલંબન કરેલું છે. એ પ્રાંતિક સભા, રાષ્ટ્રીય સભા, સ્વદેશી ચળવળ કિંવા બીજી રાજકીય ચળવળોમાં તેમણે બજાવેલાં કાર્યોપરથી કોઇના પણ ધ્યાનમાં આવશે. હિંદુસ્થાન જેવા સર્વસ્વી પરાવલંબી દેશમાંની હાલની રાજ્યપદ્ધતીનો વિચાર કરતાં તેમણે રાખેલું નિર્ભય વર્તનજ યોગ્ય છે; અને તેથીજ હાલની સ્થિતિમાં આપણી પ્રગતિનો માર્ગ કયો છે એનું લોકોને જ્ઞાન થયું છે. આ જ્ઞાનનો લોકો યોગ્ય ઉપયોગ કરી લઇ રાષ્ટ્રહિત સાધે એટલી પરમાત્મા પાસે પ્રાર્થના છે.

# સેતાનનું સામ્રાજ્ય.



સન ૧૯૦૫ની સાલમાં પુનામાં રે-માર્કેટના ગણપતી પાસે તેમણે 'સેતાનનું સામ્રાજ્ય' આ વિષયપર નીચેના આશયનું ભાષણ કર્યું હતું:—

"આ વિષય રાજકીય નથી પરંતુ ધાર્મિક છે. સારી—નરસી બુદ્ધિ, પાપ—પુણ્ય એટલેજ સેતાન અને ઇશ્વર. ખરાબ બુદ્ધિનો નાશ કરી સારી બુદ્ધિ તરફ વળવું એનું નામજ સેતાનના સામ્રાજ્યમાંથી નિકળી ઇશ્વરના સામ્રાજ્યમાં જવું એ છે. આ સેતાનની અને ઇશ્વરની કલ્પના ઘણાજ જુના કાળથી ચાલતી આવેલી છે. ઇંદ્ર અને વૃત્ર, દેવ અને દૈત્ય, ધર્મ અને કલી વગેરેના ઝઘડા એનાજ દર્શક છે. 'મરડૉક' (સારાપણું) 'તૈમાત' (નરસાપણું) આ શબ્દ ખાલ્ડિયન લોકોમાં પણ છે. તૈમાત આ નામ અથર્વવેદમાં છે. તૈમાત એટલે સર્પ. સેતાનને પૂર્વે સર્પનું રૂપ આપેલું છે. વેદમાં વૃત્રનું સ્વરૂપ સર્પનું છે. પારસી ધર્મમાં અહિમન (ખરાબ) અને આરમન (સારૂં) આમ માની, સારૂં તેટલું આરમને (દેવે) અને ખરાબ તેટલું અહિમને (સેતાને) ઉત્પન્ન કર્યું એમ કહેલું છે. માર (કામ ક્રોધ વગેરે ખરાબ બાબતો) આમ બુદ્ધ ધર્મમાં છે. સેતાન કાંઇ ખરાબ નથી; કિંબહુના સેતાનનીજ પ્રેરણાથી મનુષ્યને જ્ઞાન થયું. અડૅમના મનમાં ફળ ખાવાની ઇચ્છા થઇ અને તેથી તેને જ્ઞાન થયું તે સેતાનને લીધેજ છે. સેતાન જ્ઞાનનો જનક છે એમ કહ્યું હોય તો ચાલે! સેતાનના સામ્રાજ્યમાંથી પરમેશ્વરના સામ્રાજ્યમાં જવું એનું નામજ મુક્તિ મળી. મુક્તિની વ્યાખ્યા આવી કરીયે તો તે ભૂલભરેલી છે એમ મને લાગતું નથી. સર્વ ધર્મોનો સિદ્ધાંત એવો છે કે, સેતાનનો નાશ કરી પરમેશ્વરનું વર્ચસ્વ સ્થાપવું. સેતાન હંમેશાં ખરૂં બોલે છે આ એક વળી તેના અંગે ગુણ છે! તેણે અડૅમને જે વાત કહી કે, તું જો ફળ ખાય તો તને જ્ઞાન થશે તે કાંઇ ખોટી નહોતી. ઉલટ દેવોનેજ જુઠું બોલવાના અને યુક્તિઓ યોજવાના અનેક વખતે પ્રસંગ આવ્યા છે. નૃસિંહે હિરણ્યકશિપુને કયા વખતે અને કેવી રીતે માર્યો છે એનો વિચાર કરો. ઇંદ્રે વૃત્રને હાડકાથી માર્યો છે, આ પણ તેમાંનુંજ

એક ઉદાહરણ છે. સેતાનના અંગે અનેક સારા ગુણ છે. વિષયમાં મીઠાશ તેજ ઉત્પન્ન કરે છે. સેતાન ન હોત તો આખું જગત્ નીરસ થઇ જાત. શાકુંતલ નાટકમાંના વિદૂષકને સ્વર્ગમાં જવું કેટલું જીવપરનું લાગ્યું એનું રહસ્ય ઓળખો. સ્વર્ગમાંનું અમૃત પીધા પછી ભૂખ પણ લાગવાની નથી, આવા પ્રકારનો તેનો કોટિક્રમ છે! આપણે હંમેશાં સેતાનપર પેહરો રાખવો જોઇએ, કે જેથી તે આપણો ઘાત કરે નહિ. કૃષ્ણ કયાં ઉત્પન્ન થાય છે એ જેમ કંસ શોધતો બેઠો હતો, તેમ સેતાન કેવી રીતે ઉત્પન્ન થાય છે એ આપણે શોધીએ તો તેને ઠાર માનવો ઠીક પડે છે. દરેક જણ સેતાનનું સ્વરૂપ પોતપોતાની કલ્પના મુજબ આંકે છે. તેને કોઇએ ઉત્પન્ન કરેલ નથી. જેમ મનુષ્યો બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ્વરનાં ચિત્રો પોતપોતાની કલ્પના પ્રમાણે આંકે છે, તેમજ સેતાનનું પણ છે. અહીંના ચોરમાં અને પાશ્ચાત્ય રાષ્ટ્રમાંના ચોરમાં જે અંતર તેજ આ સેતાનના સ્વરૂપનું ચિત્ર આંકવામાં અંતર.. અહીંનો ચોર સાદી રીતનો અને તેનાં હથીયારો પણ સાદાં અને થોડાંજ હોય છે. અને પાશ્ચાત્ય રાષ્ટ્રનો ચોર ધૂર્ત અને તેનાં હથીયાર પણ રિહોલ્વર જેવાં હોવાનાં. આ ચોરના ચિત્ર પ્રમાણેજ, સેતાનને કયાંક પિશાચનું તો કયાંક દૈત્યનું આવાં સ્વરૂપ આપેલાં છે; અને તે પ્રમાણે ચિત્ર આંકેલાં છે. જે સૃષ્ટિ છે તે દ્વંદ્વથી ભરેલી છે. વૈષમ્ય અને નૈર્ઘૃણ્ય એ પરમેશ્વરના દોષ નથી. પરમેશ્વરે પ્રકૃતિ ઉત્પન્ન કરી તેમાં એકજ વખતે સત્વ, રજ અને તમ એ ગુણ ઉત્પન્ન કર્યા છે, પાપ–પુણ્ય તેણેજ ઉત્પન્ન કરેલ છે. પરમેશ્વર દ્વંદ્વાતીત છે. ભગવંતે એવું કહેલું છે કે, હું વરસાદ વરસાવું છે અને હુંજ તે રોકી રાખું છું. ઋગ્વેદમાં એમ દેખાડેલું છે કે, ઇંદ્ર વરસાદ વરસાવનારો છે અને વૃત્ર એ વરસાદ રોકી રાખનારો છે. અરે ભગવંતે એવું ચોખ્ખું કહેલું છે કે, પ્રત્યક્ષ '**मृत्युश्चाहम्**.' આવો સેતાનનો ઇતિહાસ છે; અને ઇંગ્રેજીમાં The History of the Devil આવા પ્રકારનાં પુસ્તકો છે. આપ તે વાંચો અને ધર્મમાંની કેટલીક બાબતો કેમ બેસાડવી એનો વિચાર કરો.

---

## પશુયજ્ઞ.



તા. ૯-૯-૦૫ ને રોજના એક વ્યાખ્યાનપ્રસંગે અધ્યક્ષ તરીકે ભાષણ કરતાં તેઓ બોલ્યા:—

"દેવોએ પુરૂષ-યજ્ઞ કરીનેજ સૃષ્ટિ નિર્માણ કરી છે. '**यज्ञेन यज्ञमयजंत**' આવો પૂર્વેનો ઉલ્લેખ છે. જે વસ્તુ આપણને પ્રિય હોય છે, તે કોઇ પણ મ્હોટા ઉદ્દેશ માટે આપવી પડે છે એ યજ્ઞમાંનું રહસ્ય છે. ખ્રિસ્તનો બળી એ પણ આવાજ તત્ત્વપરનો યજ્ઞ છે. ઇશ્વરે પ્રત્યક્ષ પોતાના પુત્રને બળી આપ્યો. પૂર્વે ખ્રિસ્તી લોકોમાં મનુષ્યનો બળી આપવાનો ચાલ હતો, અને તે જ ચાલનો આરોપ તેમણે દેવો પર પણ કર્યો. પશુ આપવો, દ્રવ્ય આપવું, આવી યજ્ઞની (Evolution) ઉત્ક્રાંતિ થતાં થતાં ઇંદ્રિયોનો ઇંદ્રિયોમાં સંયમ કરવો અર્થાત યજ્ઞ કરવો વગેરે ભગવદ્ગીતામાં કહેલા યજ્ઞ શરૂ થયા; અને આપણામાંના અંજ્ઞાન, તમ વગેરેનો જ્ઞાનમાં યજ્ઞ કરવો આવા પ્રકારની ઉચ્ચ કલ્પનાઓનો પ્રાદુર્ભાવ થઇ યજ્ઞનો વિસ્તૃત અને ઉદાત્ત અર્થ થયો. ઉચ્ચ પ્રકારનો હેતુ સાધવા માટે આપણી પ્રિય વસ્તુ બળી આપવી જોઇએ એ તેમાંનું તત્ત્વ છે. યજ્ઞ અર્થાત Sacrifice તમારે Self-sacrifice અર્થાત સ્વ-યજ્ઞ કરવો જોઇયે. સ્વની વ્યાખ્યા ફક્ત પોતા પુરતી કરો નહિ; વ્યાપક કરો. સ્વમાં સ્વરાષ્ટ્રનો અંતર્ભાવ કરો. "**सहस्रशीर्षः पुरुषः सहस्राक्षः सहस्रपात्**" આવુ પૂર્વેનું વર્ણન છે. હાલમાં પણ હજાર ડોકાં, હજાર આંખો, હજાર પગ વગેરે એકઠા થઇ સંઘશક્તિથી કામ કરે તો રાષ્ટ્રોન્નતિનું કાર્ય થાય."



# મૂર્તિપૂજા અને ભક્તિનું રહસ્ય.



સને ૧૯૦૫ ના ગણેશોત્સવમાં વિસર્જન સમારંભની વખતે તેમણે નીચેના આશયનું ભાષણ કર્યું.:—

"મૂર્તિનું વિસર્જન કરવું એટલે એમ નથી કે દેવતાનું વિસર્જન કરવું. જે ઉદ્દેશથી મૃણ્મય મૂર્તિ સ્થાપી હોય તે ઉદ્દેશ પૂરો થયા પછી તેનું ફક્ત વિસર્જન કરવાનું; બાકી તેનું ધ્યાન, ભક્તિ વગેરે બાબતો અંતઃકરણમાં ભરી રાખવાની છે, આજ ભક્તિનું રહસ્ય છે. '**यांतु देवगणाः सर्वे**' આ વિસર્જનના સમયના શ્લોક લક્ષમાં લ્યો અને ફરી આપણા કાર્ય માટે કિંવા ભક્તિ માટે દેવતાનુ આહ્વાન કરો. બીજી આ વાત પણ લક્ષમાં રાખવી જોઇએ કે, ગણપતિનું વિસર્જન કર્યા પછી આપણે જે રેતી ઘેર લઈ જઇએ છીએ, તેથી ઉંદરોનો ઉપદ્રવ કમી થાય છે. હાલના કાળમાં દુષ્કાળ-પ્લેગ જેવા કેટલાયે ઉંદર ચારે બાજુ ફેલાયેલા છે, અને આપણે જો અહીંથી ભક્તિનું બીજ પાછું લઇ જઇશું તો આ ઉંદરોનો નાશ થઇ, આપણી પોતાની અને આપણા રાષ્ટ્રની અનેક રીતે ઉન્નતિ કરવામાં તે ઉપયોગી થઇ પડશે. આજ આ ઉત્સવને બાર વર્ષ થયાં. વહિવાટીના કાયદા મુજબ હવે આ ઉત્સવ કોઇથી પણ બંધ કરી શકાય તેમ નથી. આજ સુધી અનેક અડચણોમાંથી છુટી આ ઉત્સવ જેવો ટકયો, તેવો જ તે આગળ પણ ટકશે અને તેને ઉત્તરોત્તર અધિક સ્વરૂપ પ્રાપ્ત થશે આવી મને આશા છે. એ લક્ષમાં રાખજો કે, તમારી ઉન્નતિ તમારા જ હાથમાં છે."



## પરદેશી વસ્તુની હોળી.



તા, ૭-૧૦-૦૫ શનિવારે દસરાના મુહૂર્તપર ‘ મહારાષ્ટ્ર વિદ્યાલય ’ માંના વિદ્યાર્થી અને ગામના કેટલાક લોક સ્વદેશી ચળવળની પ્રેરણાથી પરદેશી વસ્તુઓ બાળી નાંખવા માટે ફર્ગ્યુસન કોલેજ પાસેના એક મેદાનમાં એકઠા થયા હતા; તે વખતે હોળી સળગ્યા પછી બોલવાનો આગ્રહ કર્યાથી તિલકે નીચેના આશયનું ભાષણ કર્યું:-

“ પ્રો. પ્રાંજપેએ અધ્વર્યુનું કામ કર્યું છે. હોતા અને ઉદ્‌ગાતા એ બંન્નેનાં કામ મારે ભાગ આવેલાં છે. આપણા ધર્મશાસ્ત્ર પ્રમાણે કોઇ પણ વાત અગ્નિસાક્ષી કરવી પડે છે. તે પ્રમાણે વિદ્યાર્થીમંડળે સ્વદેશી કપડાં વાપરવાનો નિશ્ચય અગ્નિસમક્ષ કર્યો છે. એ ઘણું સારૂં કહેવાય. કપડાં બાળ્યાં કરતાં ગરીબ ગુરબાંને આપી દીધાં હોત, તો પુણ્યકારક થયું હોત આવા કોઇ ઉદ્‌ગાર કાઢશે; અને તેમાં કાંઇ જ અર્થ નથી એમ નથી. પણ મનની પ્રવૃત્તિ અને મનોધર્મનું જોર કાંઇ જૂદું જ છે. કપડાં બાળવાથી કેટલાકના મનપર જે અસર થાય છે, તે આપી દેવાથી થતી નથી. જેટલો ફાયદો કપડાં ગરીબ ગુરબાંને આપી દેવામાં છે, તેટલોજ આ પ્રસંગે તેની હોળી કરવામાં છે. અને એક રીતે પાપનો હોમજ કરવો સારો. બીજાને આપવું હોય તો સારૂં આપો; પાપ આપો નહિ. આજ આપણે દસરાના મુહૂર્તપર સીમોલ્લંઘન માટે નીકળ્યા છીએ. આ અપશુકન કિંવા હોળી નથી, પરંતુ ભવિષ્યના કાર્યનું આમાં બીજારોપણ છે. દેશી માલનો વિજય કરવા માટે આજે આપણે આ સુમુહૂર્ત રાખ્યું છે. તે વિજય આજ નહિ તો કાલાંતરે પણ થશે; ફક્ત નિશ્ચય જોઇએ. થાકેલા મગજના હાથથી રાષ્ટ્રહિત થવું અત્યારે કઠિણ છે. વૃદ્ધ માણસો આવા કામમાં ઉપયોગી થઇ પડશે આવી આશા રાખવી વ્યર્થ છે. આ કામ તરુણોએજ પોતાના અંગપર લેવું જોઇએ; અને તેમણેજ તે સિદ્ધ કરવું જોઇએ. ‘ અમૃત બઝાર પત્રિકા ’ ના સંપાદકના એક બંધુએ સાર્વજનિક કાકાની સહાયથી આ ચળવળનો અહીંયાં પહેલ પ્રથમ પ્રારંભ

કર્યો; અને બંગાળી મનુષ્યના પ્રોત્સાહનથી શરૂ થયેલું આ કામ બંગાળાના ભાગલાના પ્રસંગથી દ્વિગુણિત થયેલું છે અને આજના પ્રસંગે પણ કેટલાક બંગાળી લોક હાજર છે એ આનંદની વાત છે. કેટલાક લોક આંકડાથી આપણને બ્હીવડાવે છે પણ તેમાં કાંઇજ મતલબ નથી.

---

## વેદાંતમાંના પંથ.



તા. ૧૫ સપ્ટેંબર ૧૯૦૪ ને રોજ નારાયણ પેંઠમાંના ગણપતિ પાસે હરિભકિતપરાયણ ભિંગારકર બુવાનું 'વેદાંતમાંના ચાર પંથ' આ વિષયપર વ્યાખ્યાન થયું. તે વખતે અધ્યક્ષ તરીકે લો. તિલકે નીચે પ્રમાણે ભાષણ કર્યું:-

"વેદાંતનો અર્થ વેદોનો અંત. વેદોનો અંત એટલે ઉપનિષદો. ઉપનિષદો ઘણાં છે; અને તેમાં જૂદા જૂદા ઋષીઓને જ્ઞાનની જેવી જેવી સ્ફુર્તિ થઇ, તેવી તેવી તેમણે તે તેમાં ગ્રથિત કરેલ છે. આ ઉપનિષદોમાં બ્રહ્મ, ચૈતન્ય અને જડનો વિચાર કર્યો છે. આપણે કોણ, કયાંથી આવ્યા અને જગત્ એ શું છે, એનો તેમાં વિચાર છે. પૂર્વે તત્ત્વવિવરણ કરવાની સરણી જૂદી હતી અને હાલની જૂદી છે. હાલમાં સેંકડે ૮૦ ગ્રંથ શું કહે છે તે તરફ જોઇ જે મત ઠરે તે ખરો માનવાની પ્રવૃત્તિ છે. પૂર્વે અનેક ઉપનિષદો જોઇ પોતાનો જે એક મત થયો હોય તેને વેદાંતના સિદ્ધાંત લગાડી સિદ્ધ કરતા. અર્થાત્ તેઓ એમ સમજતા કે, ઉપનિષદો, બ્રહ્મસૂત્રો અને ગીતાને તે માન્ય છે; અને તે તે પ્રમાણે તેના અર્થ કરતા. સત, ચિત, આનંદ વગેરે તત્ત્વો જેને જેવાં મહત્ત્વનાં લાગ્યાં, તેવાં તેમણે માન્યાં. અને એથીજ દ્વૈત, અદ્વૈત, વિશિષ્ટાદ્વૈત વગેરે અનેક મતો નિકળી અનેક મતવાદી થયા. વિશિષ્ટ અદ્વૈત એટલે વિશેષ રાખી જે અદ્વૈત તે. ઇંગ્રેજીમાં પણ

Double-faced entity છે. હર્બર્ટ સ્પેન્સર જેવા લોકોએ દુનિયાનું આદિ કારણ શું, એનો વિચાર ઇંગ્રેજીમાં કરેલો છે. તેમના વિચારને તત્વજ્ઞાન કહે છે, અને વેદાંત કહેવાનું કારણ આપણે આપણા સઘળા વિચાર પૂર્વે કહ્યા પ્રમાણે વેદાંતપર અવલંબી રાખીએ છીએ. હું કોણ, દુનિયા કેમ નિર્માણ થઇ વગેરે ગૂઢ તત્વો ઉકેલવાં એ બુદ્ધિનું કામ છે. તે કરતાં છતાં પણ મનુષ્ય કદાચિત્ દુરાચારી હોઇ શકે. વેદાંતનું પરિણામ આચરણપર થઇ તામસવૃત્તિનો ક્ષય અને સાત્વિક વૃત્તિનો ઉદય થવામાં તેનો ઉપયોગ થયો તોજ વેદાંતનું ખરૂં સાર્થક થાય છે. કેવળ શાબ્દિક જ્ઞાનની મહતી માની તેને જ સર્વસ્વ માનનારાની યોગ્યતા ' **फाल्गुने बालका** ' જેટલી જ છે.

---

# ओम् तत्सत्.



તા. ૩૦-૮-૬ને રોજના ગણેશોત્સવમાં લો. તિલકે ગાયકવાડના વાડામાં ભગવદ્ગીતાના ૧૭મા અધ્યાયના છેવટના ૭ શ્લોકોપર વ્યાખ્યાન આપ્યું. તેમાં તેમણે કહ્યું:—

"યજ્ઞ, દાન અને તપ વગેરે ક્રિયા કરતી વખતે 'ઓમ્ તત્સત્' આવો ઉચ્ચાર કરવામાં આવે છે. આમ કરવામાં હેતુ એટલોજ કે, જે જે થાય છે તે ઇશ્વરેચ્છાથી થાય છે. હું કર્તા નથી આવી બુદ્ધિ રાખવી આજ ત્રિવિધ નિર્દેશ ભગવદ્ગીતાની વેળાએ હતો. સચ્ચિદાનંદ નિર્દેશ પાછળથી આવ્યો હોવો જોઇએ. 'ઓમ્ તત્સત્' આ નિર્દેશ બ્રહ્મને લગાડવો. ' ઓમ્ ' એ એકાક્ષર બ્રહ્મ છે. બ્રહ્મ શબ્દમય છે. શબ્દ સૃષ્ટિથી દસ્ય સૃષ્ટિ નિર્માણ થઇ. સૃષ્ટિ નષ્ટ થતાં છતાં પણ કલ્પના ફરી દશ્ય રૂપ ધારણ કરે છે. આ પ્રમાણે 'ઓમ્' બ્રહ્મવાચક છે. 'ઓમ્' શબ્દથી અનિર્વાચ્ય બ્રહ્મનોજ નિર્દેશ થાય છે. ઇંગ્રેજીમાં

'It rains; it downs' આવાં વાક્યો હોય છે, તેનો અર્થ એજ કે, જ્યારે સમજાય નહિ ત્યારેજ it અગર '**तत्**' નો ઉપયોગ કરે છે. જે બુદ્ધિને અગમ્ય, પણ જેનું પરિણામ દગ્ગોચર થાય છે, તે વખતે તેનો ઉપયોગ કરે છે. દહીં એ દુધનું પરિણામ, મૃગજળ એ આભાસ–પરિણામ. આભાસ–પરિણામ, રૂપ–પરિણામ આવાં જૂદાં જૂદાં પરિણામ છે. પરિણામના કારણ તતના કરતાં તેનું જૂદું સ્વરૂપ દેખાડી શકાતું નથી. સત્ અર્થાત્ ટકનાર. તેમજ સચ્ચિદાનંદ આ ત્રિવિધ ઉચ્ચાર પણ બ્રહ્મનોજ નિદર્શક છે. સત્ એટલે ટકનારૂં, ચિત્ એટલે શક્તિ અને આનંદ એટલે દુઃખરહિત સ્થિતિ. બ્રહ્મ આનંદરૂપ છે. તેમાં સુખ–દુઃખ નથી. જે છે તે સઘળું આનંદમયજ છે. યજ્ઞાદિ ક્રિયા **ॐ तत्सत्** નો નિર્દેશ કરી કરવાની છે. આનીજ આગળ **ब्रह्मार्पणमस्तु** જોડ્યું. કોઇ **कृष्णार्पणमस्तु** આમ પણ કહે છે. એકાંત સાકારનો નિર્દેશ છે; એકાંત નિરાકારનો નિર્દેશ છે. મ્હોટાઓનું વર્તન સામે રાખી આપણે તે પ્રમાણે ચાલવામાં ફાયદો છે આ જેવો વ્યવહારમાંનો સામાન્ય નિયમ છે, તેમજ ઇશ્વરે અહંકાર છોડી સૃષ્ટિ જેવી નિર્માણ કરી તે પ્રમાણે આપણે પણ ઇશ્વરનો દાખલો લઇ સર્વ ક્રિયા અહંકાર છોડી કરવી, એટલે આપણે ઇશ્વર સ્વરૂપમાં લીન થઇએ. ઇશ્વર કાંઇ દૂર નથી; આપણી પાસેજ છે. પણ આપણે તેને ઓળખવો જોઇએ. 'ઓમ્' અક્ષરપર દામલે શાસ્ત્રીએ, બંગાળામાંના હરનારાયણ વગેરેઓએ મરાઠીમાં અને ઇંગ્રેજીમાં ગ્રંથ લખેલા છે, અને બીજી પણ ઘણી ટીકાઓ થઇ છે. ભગવદ્ગીતામાંના આ છએ શ્લોકનો અર્થ એકત્ર કરવો જોઇએ. જૂદા જૂદા ટીકાકાર પૃથક્ રીતે જૂદાં જૂદા અર્થ કરે છે એ ભૂલ છે. તેમનો પરસ્પર સંબંધ છે, એ લક્ષમાં રાખવું જોઇએ."

---

## સદ્યઃ—સ્થિતિ.



તા. ૩૧-૮-૦૬ને રોજના ગણેશોત્સવમાં રે-માર્કેટના ગણપતી પાસે તેમણે સદ્યઃસ્થિતિપર વ્યાખ્યાન આપ્યુ. તેમાં તેમણે આવું કહ્યું:—

"બંગાળાના ભાગલાથી ઉત્પન્ન થએલી સ્વદેશી ચળવળ, જૂદી જૂદી રેલ્વેપરના નોકરોનો સંપ, મુંબઇના પોસ્ટમેનોનો સંપ, વગેરે બાબતોપરથીં જણાઇ આવે છે કે, હિંદુસ્તાનના લોકોમાં એક પ્રકારની અસ્વસ્થતા ઉત્પન્ન થયેલી છે અને લોકોને પોતાની સ્થિતિનું જ્ઞાન સારૂં થવા માંડ્યું છે. પચીસ વર્ષ પહેલાં આપણા આગેવાનોનું કર્તવ્ય ફક્ત લોક જાગૃતિ કરવી એટલું એકજ હતું. પણ હવે પહેલાંના માર્ગ સ્વીકારીને અસ્વસ્થ થયેલા લોકોની મનોવૃતિઓને વ્યવસ્થિત સ્વરૂપ આપવું આ એક બીજું આગેવાનોનું કર્તવ્ય વધ્યું છુ. મુંબઇના પોસ્ટમેનોના સંપમાં સારો જય મળ્યો નહિ, 'એનું કારણ લોકમાં એવા પ્રકારની Organization કિંવા સંસ્થા નહોતી એ છે. અહીંયાં અદ્યાપિ ધંધાદારી લોકોની 'યુનીયન્સ' નથી. કલકત્તામાં હમણાંજ 'પ્રિંટર્સ યુનિયન' સ્થાપન થયેલ છે. પણ તે બાલ્યાવસ્થામાં છે. પોસ્ટમેનોની સારી 'યુનિયન' હોત, તો તેમનું કહેવું કબુલ થતાં સુધી તેમાંથી તેમને ખોરાકી મળી હોત, અને 'મુંબઇના પોસ્ટમેન જેટલો પગાર માંગે છે તેટલો અમને આપો તો અમે મુંબઇ આવીયે છીએ' એમ કહી બહારનો કોઇ પણ પોસ્ટમેન આ વખતે હલકા પગારપર ત્યાં ગયો નહોત. સંપ કરવો એ કાંઇ ગેરકાયદેસર નથી. ભાંડવળવાળા અને મજુરવર્ગમાં પાશ્ચિમાત્ય રાષ્ટ્રમાં તકરાર ઉત્પન્ન થતાં ત્યાં આવા સંપ વારંવાર થાય છે. કારખાનાંવાળા અને મજુરવર્ગનું હિત જૂદું જૂદું હોય છે. મજુરવર્ગને શેઠીઆઓ સાથે કાંઇ વેર નથી હોતું; પરંતુ પેટભરી રોટલો મેળવવા માટેજ તેઓ રીસાય છે. પાશ્ચાત્ય રાષ્ટ્રોમાં 'યુનિયન્સ' હોવાથી આવાં રુસાણાં પુષ્કળ ચાલી શેઠીઆઓને કારખા-

નાનાં માણસોનું કહેવું કબુલ કરવું પડે છે. વળી ત્યાંના લોકોમાં જ્ઞાનનો પ્રસાર થયો હોવાથી તેમની સહાનુભૂતિ મળે છે; અને તેઓ મદદ કરે છે. મુંબઇના લોકોને હરકતો થઇ; કેટલાક નેટિવ વેપારીઓનાં નુકસાન થયાં; પણ તેમણે પોસ્ટ ખાતા તરફ તક્રારની નોટીસો મોકલી સરકારને કદી જણાવ્યું છે કે ? તમે પગાર વધારે આપતા નથી; થોડા પગારપર પોસ્ટમેનોને રાખો છો. એને માટે અમને શા સારૂ શિક્ષા ? મુંબઇના લોકોની આવા અર્થની હજારો અરજો પોસ્ટમાં જવી જોઇતી હતી. પણ એવી અરજો કેટલી ગઇ ? તેમજ ચાલીએ ચાલીએ વ્યવસ્થા થઇ, ત્યાં પત્રો વ્હેંચનારા પોસ્ટમેનોનેજ લોકોએ પગાર આપી પોસ્ટમાંથી પત્રો મંગાવ્યા હોત, તો શું કાંઇ કાર્ય ન થયું હોત ? સંપ કરવો એટલે રીસાઇ બેસવું એ છે. અને રીસાઇ બેસવું એ જો કેટલાકોને ગુન્હો લાગતો હોય તો તો થઇજ રહ્યું ! સંપની વખતે તેને વ્યવસ્થિત સ્વરૂપ આપવું એ મુંબઇના આગેવાનોનું કાર્ય હતું. પણ આ વખતે એ આગેવાનો ક્યાં સંતાઇ ગયા કોણ જાણે ? હિંદુસ્થાનમાં સરકારજ મ્હોટી કારખાનાવાળી હોવાથી પેટ માટે પણ જો સરકાર પર રીસાવું નહિ અને તે રીસામણીનું ફળ મેળવવું નહિ તો પછી આપણે કરવું પણ શું ? કેટલાક ગણગણે છે કે હાલની સ્થિતિમાં હક્ક મેળવવાના માર્ગ કોઇ કહેતું નથી. પણ એ ગણગણ કરવામાં કાંઇ અર્થ નથી. સરકારને અટકાવી કામ કરી લેવાના સંપ જેવા માર્ગ છે; પણ એ માર્ગનું વ્યવસ્થિત રીતે અવલંબન કરવાનું જો આપણે હાથે થતું નથી તો વિનાકારણ બીજાને દોષ દેવામાં શો અર્થ છે ? હાલના સમયની પરરાષ્ટ્રમાંના લોકોની હક્કસંરક્ષણની હીલચાલો જુઓ, સુધરેલાં રાષ્ટ્રોની ઉથલપાથલોના ઇતિહાસ વાંચો, અને પછી કહો કે માર્ગ નથી. આંખો ઉઘાડી કાંઇ જોવું નથી; હોઠપરનું જાંબુ મોઢામાં ધકેલવાનો શ્રમ કરવો નથી; અને પેટ ભરવાના માર્ગ કાંઇ સુઝતા નથી કિંવા કોઇ સુઝાડતું નથી એમ કહેવું એ વિસંગતતા નથી શું ? તમારી ઉન્નતિ કરી લેવી તમારાજ હાથમાં છે. તમે ઉદ્યોગ કરશો તો જરૂર યશસ્વી થશો, માત્ર આંખો ઉઘાડી જુઓ."

## પ્રવાસ અને સૂક્ષ્મ અવલોકન.



લો. તિલકે પોતાનો વ્યવસાય સંભાળી પોતાથી બની શકતો પ્રવાસ કર્યો છે. આ પ્રવાસ મુખ્યત્વે કરીને ઉત્તર હિન્દુસ્થાન, મદ્રાસ, સીલોન, બ્રહ્મદેશ વગેરે સ્થળોનો હોઇ, તે બહુધા રાષ્ટ્રીય સભામાં ગયા પછી તે તે ભાગમાં કરેલો છે. મુંબઇ ઇલાકામાં માત્ર સાર્વજનિક ચળવળ નિમિ-તે તેઓ કેટલેક ઠેકાણે ખાસ ગયેલ હતા. હિન્દુસ્થાન બહાર પ્રવાસ કરવાનો તેમનો વિચાર હતો; અને પ્રો. છત્રેનું સર્કસ જ્યારે જાપાન ગયું હતું તે વખતે તેવો યોગ આવ્યો હતો; અને તેઓ જાપાન; અમેરિકા વગેરે દેશમાં જવાના હતા. પણ વચમાંજ બાબામહારાજવાળા કેસનું શુકલકાષ્ઠ પાછળ લાગવાથી આ વિચાર વિચારજ રહ્યો. અસ્તુ. લો. તિલકે જેટલો પ્રવાસ કર્યો, તેટલામાં જ્ઞાનસંચય અને સંચિત જ્ઞાનનો વ્યય તીવ્ર કુશાગ્ર બુદ્ધિથી કરેલો જણાઇ આવે છે. તેમના પ્રવાસનું ધોરણ મોટી મોટી ભવ્ય ઇમારતો, રાજમહેલો, દેવળો, કિંવા પ્રેક્ષણીય સ્થળો જોવા તરફ નહોતું, પરંતુ ઠેકઠેકાણે સામાજિક, રાજકીય, ધાર્મિક, ઔદ્યોગિક અને શિક્ષણવિષયક ચળવળો કેવી થાય છે અને તેથી રાષ્ટ્રોન્નતિમાં કેટલી મદદ થાય છે એ જોવા તરફ હતું. તેમજ પ્રાચીન ઇમારતોપરના લેખ, જુના ગ્રંથ, દેશભાષા વગેરેપરથી હિન્દુઓના પ્રાચીન ઇતિહાસ અને સુધારણા સંબંધી તેમણે કેટલાંક અનુમાન પણ કાઢેલાં છે. સીલોન, બ્રહ્મદેશ તરફનો પ્રવાસ પૂરો કરી આવ્યા પછી તેમણે પુનામાં એક જાહેર વ્યાખ્યાન આપ્યું હતું. તેમાં તેમણે નીચેની હકીકતો જણાવી હતી:-

(૧) હિંદુ ધર્મમાં જો કે અનેક મતો છે, તોપણ તે સર્વમાં એક સરખાં મળી આવતાં કેટલાંક તત્વોને લીધેજ આવડા મોટા વિસ્તીર્ણ દેશના જૂદી જૂદી ભાષા બોલનારા લોકોમાં એક પ્રકારનો ધર્મૈક્યભાવ રહેલો છે. જૂદા જૂદા પ્રાંતમાં હિન્દુધર્મનાં જે પ્રસિદ્ધ ક્ષેત્રો કિંવા દેવાલય વગેરે સંસ્થાઓ છે તેથી આ ઐક્યભાવ અત્યાર સુધી જાગૃત રહેલો છે.

(૨) ..... તરફના આય્યર આય્યંગાર કિંવા આચાર્ય વગેરે મહારાષ્ટ્ર લોકો સંબંધમાં તેમણે આવું કહ્યું છે:—

"બસો વર્ષથી ભિન્ન ભાષા બોલનારા હિંદુ લોકોના સમાજમ રહેતાં છતાં પણ આ ગૃહસ્થોએ મહારાષ્ટ્ર ભાષા માટે જે અભિમાન અને પ્રેમ રાખ્યો છે તે ખરેખરજ વર્ણનીય છે; અને તેનાથી ભિન્ન પરિસ્થિતિમાં પોતાનું વૈશિષ્ટ્ય કાયમ રાખવાનો મહારાષ્ટ્ર–સમાજનો ગુણ સારો જણાઇ આવે છે.........આ લોકોનો મહારાષ્ટ્ર સાથેનો પહેલાંનો સંબંધ ચિરકાલ કાયમ રહેવાનું ખરૂં સાધન જોઇએ તો અહીંના અને ત્યાંના લોકોનો શરીરસંબંધ શરૂ થવો એ છે. તંજાવરના રાજકુટુંબનો અને વડોદરાના રાજકુટુંબનો થયેલો સંબંધ આપને માહિત હશેજ. તંજાવરના રાજકુટુંબ અને મરાઠા સરદારે જે ઉદાહરણ આપ્યું છે તેજ બ્રાહ્મણોએ ઉંચકવું જોઇએ."

(૩) "તંજાવરમાં જે પુસ્તકો છે તે મરાઠાઓની પણ પહેલાના 'નાયક' નામના હિંદુ રાજાએ એકઠાં કરેલાં છે. તેમાં ચાર પાંચ લીપીમાંનાં સંસ્કૃત પુસ્તકો છે અને તેમાંનાં ઘણાં તાડપત્રંપર લખેલાં છે હિંદુ રાજાઓ વિદ્યાવૃદ્ધિ તરફ કેટલું લક્ષ આપતા હતા, એ આ પુસ્તક સંગ્રહ જોયા શિવાય સારી રીતે લક્ષ્યમાં આવે તેમ નથી.

(૪) હિંદુસ્થાનમાંની ફ્રેંચ વસાહતનું રાજધાનીનું શહેર જે પોંડેચરી, ત્યાંની રાજ્ય વ્યવસ્થાના સંબધમાં તેમણે નીચેના ઉદ્‌ગાર કાઢેલા છે:—

"ફ્રેંચ મુલકમાં પ્રાંતિક ખર્ચની બાબતો ઘણે ભાગે લોકોનાજ તાબામાં છે અને તે સંબંધનું બજેટ લોકપ્રતિનિધિઓની સભામાંજ મંજુરં કરવું પડે છે. આ શિવાય મ્યુનિસીપાલિટીની વ્યવસ્થા પણ લોક નિયુક્ત સભાસદોનાજ હાથમાં છે. ફ્રેંચ મુલકમાં આ હક્ક લોકોને આપ્યાથી જો કોઇ ઘોંટાળો કે અવ્યવસ્થા થયાનું જણાઈ આવતું નથી તો ઇંગ્રેજી મુલકમાંજ તેવા પ્રકારની બ્હીક સરકારે કેમ રાખવી એ સમજાતું નથી, ફ્રેંચ મુલકમાં સૈન્ય પણ કમી છે. પોંડેચરીની વ્યવસ્થા, માટે આશરે ૧૫૦ લોક છે; અને તેમની પાસે લશ્કરી અને પોલીસ એ

બન્ને કામ છે. કેટલાકો એમ માને છે કે, હિંદુસ્થાનમાંનો ઇંગ્રેજી મુલક વિસ્તૃત હોવાથી નાના ફ્રેંચ પ્રાંતમાંની રાજ્યવ્યવસ્થાનું અનુકરણ તેનાથી થઇ શકે નહિ. પરંતુ એ મત મને સયુક્તિક લાગતો નથી. પ્રાંતિક વ્યવસ્થા કિંવા ખર્ચ ઠરાવવાના કામમાં લોકનિયુક્ત પ્રતિનિધિઓના મત લેવાથી કાંઇ નુકશાન થવાનું નથી એ પોંડેચરીના ઉદાહરણપરથી ઉઘાડું જણાય છે."

(૫) સિલોનમાંના સિંગલી લોકોની સામાજિક અને ધાર્મિક સ્થિતિ સંબંધમાં તેમણે આવું કહ્યું છે:–

"અમે અહીંયાં જેનો સુધારો કહીયે છીયે તે સર્વ આમનામાં છે. પ્રૌઢ વિવાહ, ખ્રિસ્તી અને બૌદ્ધધર્મના લોકોનો બેટીવ્યવહાર, જાતિભેદનો અભાવ, અભક્ષ્યભક્ષણ અને અપેયપાનની છુટ વગેરે સર્વ સુધારા આ લોકમાં છે; પણ ત્રણ વર્ષથી પરકીયોના સખ્ત અમલને લીધે એમના ધર્માભિમાન અને સ્વત્વનો તદ્દન લોપ થઇ ગયો છે. આ સ્વત્વ ફરી જાગૃત કરવું એ ત્યાંના સામાજિક સુધારાની મુખ્ય કલમ છે. બૌદ્ધ ધર્મનું જ્ઞાન મેળવવું અને સામાજિક સંસ્કારો કિંવા રીત-ભાતો ફકત ખ્રિસ્તી લોકોના વલણપર ન જાય તેવી રીતે તેમાંનું સ્વત્વ કાયમ રાખવું આવી બુદ્ધિ હાલમાં આ લોકોને થવા માંડી છે. સિંગલી લોકોએ ફકત ખ્રિસ્તી લોકો પ્રમાણે વિજાર, કોટ અને ટોપી આવો પોષાખ ન પહેરતાં એક મ્હોટો રૂમાલ કિંવા ફટકો બીજા હિંદુઓની પેઠે વિજાર ઉપર પહેરવો આવી ઉલટી સુધારણા કરવાના પ્રયત્ન હાલમાં તેમનામાં ચાલુ છે. ધર્મપાલે કાઢેલ મઠ અને કોલેજ, આ બુદ્ધિનાંજ ફલ છે."



# જય હિંદ દેશ !

—:o:—

હે પ્રિય હિંદ દેશ ! કાળજું ચીરી નાંખનારી તારા મોઢાપરની આ ભયાનક ખિન્નતાં દૂર કર અને ઉત્સાહસંપન્ન થા. હે પ્રેમખનિ હિંદ માતા ! હૃદયને ધડકાવનાર, તારા નેત્રમાંના અશ્રુબિંદુ લુછી નાંખ. હે કલ્પતરો હિંદદેવ ! ત્રિભુવનની આંખો આંજી નાંખનાર પુરાતન કાળનું તારૂં તેજ, ફરી તારી મુદ્રાપર ચમકતું અમને જોવા દે.

અહાહા ! હિંદ દેશ ! તારી સદ્ગુણસંપન્નતાનું શું વર્ણન કરવું ! ખરેખરજ, તારૂં મ્હોટું ભાગ્ય કે, તારા મસ્તકપર ઇશ્વરનો વરદ હસ્ત છે. તે જગચ્ચાલક પ્રભુની કૃપા તરીકે ઇશ્વરે તને હિમાલય જેવાં પવિત્ર સ્થાન આપ્યા; પાપક્ષાલન કરનારી અમૃતસ્રાવી ગંગા—નર્મદા પરમેશ્વરે કૃપાળુ થઇ તારામાં નિર્માણ કરી. શ્રી બદ્રીનાથ, શ્રીવિશ્વેશ્વર, વગેરે નાના રૂપે ભગવાન્ નારાયણે પોતે તારા હૃદયાસનપર વાસ્તવ્ય કર્યું અને ત્હારોજ આશ્રય કરી મહર્ષિઓ સુદ્ધાં આનંદમાં રંગાઇ ગયા. હે હિંદ પ્રભો ! અનાદિ વેદ માટે તને જે અભિમાન છે, જ્ઞાનદીપ ઉપનિષદો માટે તું જે ગર્વ રાખે છે, તે યોગ્ય નથી એમ કોણ કહેશે ? શ્રીવેદ-વ્યાસ જેવા, જ્ઞાનથી ફકત નારાયણની જોડીના મહામુનિ જે હિંદ દેશના સુપુત્ર, તેનું અંતઃકરણ કેમ વારૂ અભિમાનથી ઉછળે નહિ ?

હિંદ દેશ ! તને જેમ તારા પ્રભાવશાલી પુત્રો માટે—અમારાજ પુણ્યચરિત્ર પૂર્વજો માટે—અભિમાન થાય છે તેમજ અમ્હને પણ—વીસમા શતકની નિષ્ઠુર પરિસ્થિતિએ હતબલ કરેલા અમને—તારા વૈભવ માટે અભિમાન થાય છે. અને આ દેશાભિમાન, આ રાષ્ટ્રાભિમાન અમે અમ્હારા કિંમતી અલંકાર તરીકે ઘણુજ ઉલ્હાસથી ધારણ કરીયે છીએ અને આ અલંકારને મસ્તકે લઇ ફરવામાં અમે પરમ ભૂષણજ માનીએ છીયે. હિંદ દેવ ! જે દેશાભિમાન મુનિવર્યોના અંતઃકરણમાં વાસ કરતું હતું, જે દેશાભિમાનથી મહાભારત કાલ આટલો ઉજ્વલ શોભ્યો, જે દેશાભિમાનનું સામ્રાજ્ય મહાનુભાવ રજપૂત વીરોનાં હૃદયપર ગાજતું

હતું, જે અભિમાન શ્રીસમર્થ શિવાજી મહારાજના મનોમંદિરમાં અવિરુદ્ધ ગતિથી ખેલ્યું, અને જે દેશાભિમાનનો દિવ્ય રત્નહાર ધારણ કરી લોકમાન્ય તિલક આજ ઉલ્હાસથી ફરે છે, તેજ પરમ મંગલ રાષ્ટ્રાભિમાન-સૂર્યનો ઉદય અમ્હારા પણ અંતઃકરણમાં થએલો અનુભવી અમે આનંદથી એહોણ થઇ જઇએ એમાં આશ્ચર્ય તે શું?

હે હિંદ દેશ! તારા વ્હાલા સુપુત્ર, તેજ અમારા ગુરુજન છે. અર્થાત્ શિષ્ય તરીકેના સર્વ ધર્મ પાળવા માટે અમે તૈયાર છીયે. લોકમાન્ય તિલક મહારાજ, આપ અમારી પ્રિય રાષ્ટ્રમાતાના મ્હોટા સુપુત્ર છો એટલા માટે અમે આપને ગુરૂ તરીકેજ વંદન કરીયે છીએ અને આપ પણ સદય મનથી અમારા વંદનનો સ્વીકાર કરો. તિલક સદ્‌ગુરો, તમારી આજ્ઞા શિરસાવંદ્ય માની અમ્હે હોમરૂલ ધ્યેયનો ધ્યાસ લઇ બેસીશું. તમ્હારી ઉત્કટ ઇચ્છા જાણી, રાષ્ટ્ર પ્રેમથી ઉલ્હસિત થઇ એક મુખથી સ્વરાજ્યનો જયજયકાર કરીશું! રાષ્ટ્રદેવ! અમ્હારી અંતઃકરણ-કલિકા વિકસિત થતી જોઇ સુપ્રસન્નતા ધારણ કર અને ત્હારો જય જયકાર કરવા માટે અમ્હને ઉલ્હાસ આપ!!



# શ્રીકૃષ્ણ હૉમિઓ–ફાર્મસી

અથવા

હૉમિઓપાથિક જીવન રાસાયનિક ઔષધો પુસ્તકો તથા

તેને લગતી સર્વ વસ્તુઓનો

## મહાન્ સંગ્રહ.

### બુધવાર પેઠ નં૦ ૧૯ પુના સિટી.

સદર ઔષધો વાપરવામાં સુલભ, શીઘ્ર ગુણકારક અને સ્વાદમાં મીઠાં છે, તથા સહેજ પણ નુકસાનકર્તા નથી. સ્ત્રીઓ પણ સહજ વાપરી શકે છે. નાનાં બાળકો તો હોંસે હોંસે લે છે.

અસલ વિશ્વાસનીય ઔષધો માંગણીથી તત્કાળ મોકલવાની વ્યવસ્થા એ અમારી ફાર્મસીનો ઉત્તમ ગુણ છે. આખા મહારાષ્ટ્રમાં આવી આ એકજ ફાર્મસી છે.

પ્રવાસી તથા ગામડાં ગામના લોકોને ઉપયોગી થઇ પડે તેવાં ઔષધોની લાકડાની તથા મજબૂત કાપડની પેટીઓ તૈયાર છે. આ પેટીઓ પાસે રાખવાથી સર્વ સાધારણ રોગો માટે કરવો પડતો ડૉક્ટરનો અસહ્ય ખર્ચ બચે છે. વળી અમારાં ઔષધો તત્કાળ ગુણ આપે છે એ અનુભવસિદ્ધ હકીકત છે.

અમારી ફાર્મસીનાં સર્વ ઔષધો, પુસ્તકો અને તેમને લગતી સર્વ ચીજોનાં—મરાઠી, ગુજરાતી, હિંદી, કાનડી, તથા ઇંગ્રેજી ભાષાનાં કેટલોગ તૈયાર છે, અને તે ગમે ત્યારે માગતાં મોકલવામાં આવે છે.

# કર્તવ્ય !

જો સ્વરાજ્ય જોઇતું હોય તો તમારાં અનાથ બાળકોને બચાવો. જો સ્વતંત્રતા જોઇતી હોય તો અનાથ દેશ બાંધવોને દરેક પ્રકારે સાહ્ય કરવા તૈયાર થાઓ. જો તમારા હક્ક જીવંત રાખવા હોય તો આ અનાથ બાળકોને જીવંત રાખવાના ઉપાય યોજો. આપણું સ્વરાજ્ય, આપણી સ્વતંત્રતા અને આપણા જન્મસિદ્ધ હકો, જે આ ભાવી પ્રજા આજ વિકૃષ્ટ સ્થિતિમાં છે, તેજ મેળવી શકશે. માટે તેઓને આ સંકટોમાંથી બચાવી તેઓનું પ્રથમ રક્ષણ કરો !

નડીયાદ હિંદુ અનાથાશ્રમમાં નાનાં ધાવતાં બાળકો ઉછેરાય છે. વૃદ્ધ, અપંગ, એવા અનાથોને પણ પાળી શકાય છે, તેમની શારીરિક, માનસિક તથા આત્મિક ઉન્નતિ અને તેઓ સદુદ્યોગથી યા નીતિપૂર્વક પોતાનો નિર્વાહ કરી શકે એવા 'પુરૂષો' બનાવવાનો પ્રયત્ન કરવામાં આવે છે.

આ સંસ્થા દરેક જાતનાં દાન લેવા ચાહાય છે. રૂપિયા ઉપરના દાનવીરોનાં નામ છપાય છે, રીપોર્ટ દરવર્ષે બહાર પડે છે, અને તે મફત મળે છે.

લખો:—

મંત્રી—હિંદુ અનાથાશ્રમ

નડિયાદ.

છપાય છે !

# स्वदेशाभिमान.

આ પુસ્તક ન્હાનું છે પરંતુ ઘણુંજ મહ[illegible] છે. આમાં કેટલાંક એવાં વીસ પચીસ વિદેશી નરરત્નોના ખાસ બનાવોના ફિલ્લોમ્ છે, કે જેમણે પોતાની માતૃભૂમિની સ્વાધીનતાની રક્ષા માટે પોતાનું સર્વસ્વ બલિદાન કર્યું હતું. દુષ્ટોના [illegible]ચારથી કેટલાકને જીવતાંજ જમિનમાં ગડપ થ[illegible] પડ્યું; કેટલાકોનાં ઘરબાર બાળી ખાક કરવામાં આવ્યાં હતાં; પરંતુ માતૃભૂમિના સાચા પુત્રોએ એ બધી વિપત્તિઓ મૂગા રહી સહન કરી. પુસ્તક વાંચતાં વાંચતાં નસેનસમાં સ્વદેશાભિમાનનુ રક્ત ઉછાળા મારે છે. મૂલ્ય ફક્ત ૬ આના.

---

તે પછી બહાર પડનારૂં [illegible] પુસ્તક :

# विवेकवाणी

## अथवा

# गीतार्थ-कथा.

લો. મા. તિલક કહે છે કે:—

"[illegible] ગીતારહસ્ય સામાન્ય લોકોને સમજાવી આપનારો આ [illegible]તમ ગ્રંથ છે."

ચરિત્ર ઓફિસ, સદાશિવપેઠ ન૦ ૪૪૮ પુના સીટી.

---

આ બન્ને પુસ્તકો માટે અગાઉ નામ નોંધાવનાર તિલક-ચરિત્રના ગ્રાહકોને પોસ્ટેજ માફ કરવામાં આવશે.